# દુઃખિયાંનાં આંસુ

શ્રી રવીન્દ્રનાથ ટાગોર



ગુજરાત સાહિત્ય મંદિર :: અમદાવાદ

# દુઃખિયાંનાં આંસુ

શ્રી. રવીન્દ્રનાથ ટાગોર

અનુવાદક

મહાશંકર ઇંદ્રજી દવે

અ મ દા વા દ
ગૂજરાત સાહિત્ય મંદિર

ચાર આના

# પ્રસ્તાવના

પરાધીન જનતામાં વ્યક્તિગત સ્વાર્થ ઝેરરૂપ હોય છે. પોતાના કિંચિત કલ્યાણ માટે બીજાના સુખનો નાશ કરવામાં શરમ આવતી નથી. એટલે પરાધીન પ્રજાએ સ્વાધીનતા પ્રાપ્ત કરતાં પહેલાં પ્રથમ તો સંપૂર્ણ નાગરિકતા પ્રાપ્ત કરવી જોઇએ. આપણો સમાજ સામાજિક ભેદભાવોના વિસંવાદી સૂરોથી અનેક વિટંબણાઓમાં ઘેરાયો છે. આ સામાજિક ભેદભાવોને જ્યારે ત્યારે ફગાવી દીધા સિવાય છૂટકો નથી. આવા ભયંકર ભેદભાવોથી નિપજતાં દારૂણ પરિણામોનું પ્રતિબિંબ કવિ સમ્રાટે પોતાની અસંખ્ય નવલિકાઓમાં આબેહુબ ઉતાર્યું છે. તેમાંથી ઉત્તમ ચાર નવલિકાઓ અહીં આપી છે.

## ન વ લિ કા ઓ

# મધરાતે

'દાક્તર ! દાક્તર !'

ભોગ મળ્યા ! વળી આ મધરાતે...

આંખ ઉઘાડી જોઉં છું તો અમારા જમીનદાર દક્ષિણાચરણ બાબુ ! એકદમ ઉઠી પીઠ ભાંગેલી એક ખુરશી આગળ તાણી લાવી તેમને બેસવાનું કહ્યું અને દીલગીર વદને તેમના ભણી જોયું. ઘડિયાળમાં જોયું તો રાતના અઢી વાગ્યા હતા.

દક્ષિણાબાબુ ફીકા મુખ વડે આંખો ફાડી કહેવા લાગ્યા, 'આજ રાત્રે વળી એ જ ઉપદ્રવ શરુ થયો છે, તમારી દવા કંઈ કામ કરતી નથી.'

હું કંઈક સંકોચ પામી બોલ્યો, 'આપે કદાચ મદ્યનું પ્રમાણ વળી વધાર્યું હશે.'

દક્ષિણાચરણ બાબુ અત્યંત કંટાળી બોલ્યા, 'એ તમારો મહાન ભ્રમ છે. મદ્ય નથી; પહેલેથી છેલ્લે સુધી બધી વાત નહિ સાંભળો ત્યાં સુધી તમે મૂળ કારણનું અનુમાન કરી શકશો નહિ.'

ગોખલામાં નાના ડબામાં મ્લાનપણે કેરોસિન સળગી રહ્યું હતું, મેં તેની વાટ જરા ચડાવી; પ્રકાશ વધ્યો અને ધૂમાડો પણ વધુ પ્રમાણમાં નીકળવા લાગ્યો. ધોતલીનો એક છેડો અંગ પર

ઓઢી એકાદ વર્તમાનપત્રનો કાગળ પેટી પર બિછાવી તેના પર હું બેઠો. દક્ષિણાચરણ બાબુ કહેવા લાગ્યાઃ—

'મારી પહેલી વારની' વહુ જેવી ગૃહિણી અતિ દુર્લભ ગણાય. પરંતુ તે વખતે મારી ઉંમર બહુ મોટી નહોતી; સ્વાભાવિક રીતે જ મારામાં રસિકપણું વધારે હતું, વળી કાવ્યશાસ્ત્રનો અભ્યાસ પણ સારી રીતે કરેલો હતો, તેથી એવાં એકલાં ગૃહિણીપણાથી મન તૃપ્ત થતું નહોતું. કાલિદાસનો એ શ્લોક મારા મનમાં વારંવાર આવતોઃ **गृहिणी सचिवः सखी मिथः प्रियशिष्या ललिते कलाविधौ।** પરંતુ મારી ગૃહિણી પાસે લલિત કલાવિધિનો કંઈ પણ ઉપદેશ કામ આવતો નહિ, અને સખી ભાવે પ્રેમસંભાષણ કરવા જતાં તે એ બધું હસવામાં ઉડાડી નાખતી હતી. ગંગાના પ્રબળ પ્રવાહમાં જેમ ઐરાવત હેરાન થઇ ગયો હતો તેમ તેના હાસ્ય આગળ મોટાં મોટાં કાવ્યના ટુકડા અને ઉંચા પ્રકારનું આદરસંભાષણ એક ક્ષણમાં માનભંગ થઈ રસાતળમાં જતું રહેતું હતું. ખરેખર, તેનામાં હસવાની આશ્ચર્યકારક શક્તિ હતી.

ત્યાર બાદ આજથી લગભગ ચારેક વર્ષ પહેલાં મને સખત બિમારી લાગુ પડી. મોંમાં છાલાં પડયાં, તાવ એવો આવ્યો કે મરણ નજીક હોય એમ જણાયું. જીવનની આશા રહી નહિ એક દિવસ તો એવું બન્યું કે દાક્તરે હાથ ખંખેર્યા. એ દરમિયાન મારો સંબંધી કોણ જાણે કયાંથી એક બ્રહ્મચારી પકડી લાવ્યો; તેણે ગાયના ઘી સાથે એક મૂળિયું વાટી મને ખવરાવી દીધું. ઔષધના ગુણથી હો કે પછી નસીબને લીધે હો પણ તે વખતે તો હું બચી ગયો.

બિમારી વખતે મારી સ્ત્રી રાતદહાડો એક ક્ષણનો પણ વિસામો લેતી નહિ. એ થોડા દિવસોમાં એક અબળા સ્ત્રી મનુષ્યની

સામાન્ય શક્તિ ધારણ કર્યા છતાં તનતોડ વ્યાકુલતા સાથે બારણામાં આવી ઉભેલા યમદૂતો સાથે હાથોહાથની લડાઈમાં ઉતરી હતી. તેનો પ્રેમ, તેનું હૃદય, તેનો યત્ન મારા આ અયોગ્ય પ્રાણને ખોળામાંના બચ્ચાની માફક બંને હાથે ઢાંકી રાખતાં હતાં. તેને આહાર રૂચતો નહોતો, ઊંઘ આવતી નહોતી, જગતના કોઈ પણ પદાર્થ પર તેની દૃષ્ટિ નહોતી.

છેવટે યમરાજ હારેલા વાઘની પેઠે મને પોતાના પંજામાંથી છોડીને ચાલ્યા ગયા, પરંતુ જતી વખતે મારી સ્ત્રીને એક બળવાન થાપો મારતા ગયા.

મારી સ્ત્રી તે વખતે ગર્ભવતી હતી, તેને થોડા દિવસો બાદ એક મુએલું બાળક જન્મ્યું. ત્યારબાદ તેને નાના પ્રકારની બિમારી લાગુ પડી. હું તેની સેવામાં હાજર રહેવા લાગ્યો. પરંતુ તેથી તે ઉલટી વધારે ઉશ્કેરાઈ જતી. તે કહેતી, ‘ અરે, આ શું કરો છો? લોકો શું કહેશે? આવી રીતે રાત દહાડો તમે મારા ઓરડામાં આવજા કરશો નહિ! ’

હું મારા શરીર પર પવન ઢોળતો હોઉં એ રીતે કદાચ તેના સખત તાવથી તપતા શરીર પર પંખો ચલાવું તો તે વખતે ભારે વાદવિવાદનો પ્રશ્ન ઉભો થતો. કોઈ દિવસે તેની સારવારને બહાને મારા ભોજન સમયમાં દસેક મિનિટ વધી જાય તો પણ તે નાના પ્રકારના કાલાવાલાનું કારણ થઇ પડતું. હું તેની સહેજ સેવા ઉઠાવવા જતો તો પણ હિત કરતાં વિપરીત જ બનતું તે કહેતી ‘ પુરુષ માણસને માટે આમ કરવું ન છાજે. ’

અમારી એ બરાનગરની હવેલી તો તમે જોઈ હશે. મકાન આગળ બગીચો અને બગીચાની પાસે થઈ ગંગા નદી વહી જાય છે. અમારા શયનગૃહની નીચે જમણી બાજુએ થોડી જમીન પર મેંદીથી

હદ બાંધી મારી સ્ત્રીએ એક નાનો સરખો બગીચો બનાવ્યો હતો. બગીચાના વિશાળ ભાગમાં કેવળ એટલો જ ભાગ સાદો અને દેશી હતો. અર્થાત્ ત્યાં ગંધ કરતાં રંગનું અને ફૂલ કરતાં પાંદડાંની વિચિત્રતાનું આદરમાન વધારે નહોતું તથા ટબમાં નમાલી વનસ્પતિની પાસે લાકડી ખોસી તે પર લાટીન નામની જયધ્વજા ઉડતી નહોતી. જુઈ, ગુલાબ, ગંધરાજ, કરેણ અને રજનીગંધાનો ત્યાં અબાધ અધિકાર ચાલતો હતો. એક વિશાળ બોરસલીના ઝાડના મૂળની આસપાસ આરસપહાણનો ઓટલો બાંધ્યો હતો. તે તંદુરસ્ત હતી ત્યારે પોતે પોતાની દેખરેખ નીચે ઓટલાને દિવસમાં બે વાર ધોવરાવતી અને સાફ કરાવતી. ગ્રીષ્મ ઋતુમાં કામ ન હોય ત્યારે સંધ્યાકાળ વખતે એ તેનું બેસવાનું સ્થાન હતું. ત્યાંથી ગંગા દેખાતી પરંતુ ગંગા પરથી કારખાનાની હોડીના બાબુઓ તેને જોઇ શકતા નહોતા.

ઘણા દિવસ પથારીવશ રહ્યા બાદ એક દિવસ ચૈત્ર માસના અજવાળીઆની સંધ્યા વખતે તેણે કહ્યું, 'ઘરમાં તો હું બફાઈ મરૂં છું. આજે તો હું મારા બગીચામાં જઈ બેસીશ.'

મેં તેને બહુ યત્નપૂર્વક, ધીમે ધીમે એ બોરસલીના ઓટલા પર લઈ જઈ સુવાડી. મારી જાંઘ પર તે ખુશીથી માથું રાખી શકત, પરંતુ હું જાણતો હતો કે એ વાત તે કોઈ પણ રીતે પસંદ કરે તેમ નથી એટલે એકાદ ઓશીકું લાવી તેના માથા તળે મૂક્યું.

એકાદ બે ખીલેલાં ફૂલ ઝરી પડવા લાગ્યાં અને વૃક્ષની ડાળીઓની આડયમાંથી જ્યોત્સ્ના તેના ફીકા મુખ પર આવી પડી. ચોદિશ શાંત નિસ્તબ્ધ હતી; એ ઘનગંધ પરિપૂર્ણ છાયામય અંધકારમાં એક બાજુએ મુંગા મુંગા બેસી તેના મુખ સામે જોતાં મારી આંખમાં આંસુ આવ્યાં.

હું ધીમે ધીમે તેની પાસે આવ્યો. બંને હાથે તેનો ઉનો, દુબળો હાથ પકડયો. તેણે તેમાં કંઈ વાંધો ન લીધો. થોડી વાર આમ ચુપકીદી રાખ્યા બાદ મારૂં હૃદય ઉભરાવા લાગ્યું, મેં કહ્યું, 'તારો પ્રેમ હું કોઈ કાળે ભૂલીશ નહિ!'

તરત જ મને સાન આવી કે એ શબ્દો બોલવાની કંઈ જ જરૂર નહોતી. મારી સ્ત્રી હસી પડી. એ હાસ્યમાં શરમ હતી, સુખ હતું અને કંઈક અવિશ્વાસ પણ હતો. વળી તેમાં મોટા પ્રમાણમાં મશ્કરીની તીખાશ પણ હતી. પ્રતિવાદરૂપે એક પણ શબ્દ ન ઉચ્ચારતાં છતાં તેણે એ હાસ્યદ્વારા જ જણાવ્યું કે કોઇ કાળે ભૂલશો નહિ એ કદી સંભવિત નથી અને હું એવી આશા પણ રાખતી નથી.

આવા સુમિષ્ટ, સુતીક્ષ્ણ હાસ્યની બીકથી જ હું કદી મારી સ્ત્રી સાથે પદ્ધતિસર પ્રેમાલાપ કરવાનું સાહસ કરતો નહિ. તેની ગેરહાજરીમાં જે કંઈ વિચારો મનમાં આવતા તે તેની હાજરીમાં તદ્દન નમાલા લાગતા. છાપેલા અક્ષરોમાં જે વચનો વાંચી બંને આંખોમાંથી આંસુ ઝરે તે જ વચનો મોં વડે બોલવા જતાં હાસ્ય કેમ પેદા થતું હશે એ વાત હું અત્યાર સુધી સમજી શકયો નથી.

વાદપ્રતિવાદ તો વાતચીતમાં ચાલે, પરંતુ હાસ્ય ઉપર તર્ક ચાલે નહિ આથી મારે ચુપ રહેવું પડયું. ચાંદની વધારે ચમકવા લાગી. એક કોયલ વારંવાર કુહુરવ કરી દિશા ગજવવા લાગી. હું બેઠો બેઠો વિચારવા લાગ્યો, આવી ચાંદની રાતે પણ શું કોયલ વધૂ બહેરી બની ગઇ હશે?

ઘણી દવા કરાવ્યા છતાં મારી સ્ત્રીની બિમારી પાછી હઠી નહિ. દાક્તરે કહ્યું, 'હવાફેર કરી જુઓ તો ઠીક' હું સ્ત્રીને લઈ અલાહાબાદ ગયો.

અહીં દક્ષિણાબાબુ એકાએક અટક્યા. સંદિગ્ધ ભાવે મારા સામું જોઇ રહ્યા. ત્યારબાદ બંને હાથ વચ્ચે માથું રાખી વિચારવા લાગ્યા. હું પણ ગુપચુપ બેસી રહ્યો. ગોખલામાં કેરોસિનનો દીવો ઝાંખો બળતો હતો અને નિઃસ્તબ્ધ ઓરડામાં મચ્છરનો ગણ-ગણાટ સ્પષ્ટ સંભળાતો હતો. અકસ્માત મૌન તોડી દક્ષિણાબાબુએ બોલવું શરૂ કર્યું.

'ત્યાં હારાન દાક્તર મારી સ્ત્રીની દવા કરવા લાગ્યા.'

છેવટે ઘણો વખત ગુજર્યા બાદ દાક્તરે પણ કહ્યું, હું પણ સમજ્યો અને મારી સ્ત્રી પણ સમજી કે આ બિમારી કોઇ પણ રીતે દૂર થાય તેમ નથી. તેને હંમેશને માટે આની આ દશામાં જ જિંદગી ગુજારવી પડશે.

આ વખતે એક દિવસ મારી સ્ત્રીએ મને બોલાવી કહ્યું 'જ્યારે બિમારીમાંથી મુક્ત થવાની આશા નથી તેમ જલદી મરણ થાય તેમ પણ નથી તો પછી આવી જીવન્મૃત દશામાં હું ક્યાંસુધી બેસી રહેવાની હતી? તમે એક બીજું લગ્ન કરો!

આ વાત કેવળ એકાદ અનુભવની કથા હોય એમ તે બોલી હતી. એમાં એકાદ મહાન્ વીરત્વ, મહત્ત્વ કે અસામાન્યત્વ હોય એવો ભાવ તેના મુખ પર બીલકુલ જણાયો નહિ.

આ વખતે મારો હસવાનો વારો હતો. પરંતુ મારાથી શું એના જેવું હસાય ખરૂં? અગર એવી શક્તિ જ મારામાં ક્યાં હતી? હું નવલકથાના મુખ્ય નાયકની પેઠે ગંભીરપણે બોલવા લાગ્યો–'જ્યાં સુધી આ દેહમાં જીવન છે—'

તેણે મને અધવચ અટકાવી કહ્યું, 'હવે રાખો રાખો! વધુ બોલવાની કંઇ જરૂર નથી: તમારાં વચનો સાંભળવા કરતાં તો મરણ સારૂં!'

મેં હાર ન સ્વીકારી. હું મોટેથી બોલ્યો, 'આ જીવનમાં હવે હું કોઇને ચાહી શકીશ નહિ!'

આ સાંભળી મારી સ્ત્રી હસી પડી. તેનું હાસ્ય સાંભળી સાંભળી મારે પણ શાંત બની જવું પડ્યું.

હું જાણતો નહોતો, તે વખતે મારી જાત પાસે પણ કદી સ્પષ્ટ સ્વીકારતો નહોતો છતાં અત્યારે હું સમજી શકું છું કે આરોગ્ય થવાની આશા વગરના સેવાકાર્યથી હું તે વખતે મનમાં મનમાં ભારે થાક અનુભવતો હતો. આ કાર્ય છોડી દઉં એવી કલ્પના પણ મારા મનમાં નહોતી છતાં આખું જીવન આ હંમેશ માંદી સ્ત્રીને લઇ ગુજારવું પડશે એ કલ્પના પણ મને પીડાજનક થઇ પડી હતી. હાય! યૌવનના પ્રથમ ઉલ્લાસ વખતે જ્યારે હું તેના સામું જોતો ત્યારે પ્રેમના જાદૂથી, સુખની આશાથી, સૌંદર્યના મૃગજળથી આખું ભવિષ્ય કેવું પ્રફુલ્લ જણાતું હતું! પરંતુ આજથી જિંદગીના અંત સુધી કેવળ આશાહીન સુદીર્ઘ સતૃષ્ણ મરુભૂમિ!

મારી સેવામાં આ આંતરિક થાક નક્કી તેણે જોઇ લીધા હશે. તે વખતે તો હું જાણતો નહોતો પણ અત્યારે મને શંકા પણ નથી કે તે મને જોડાક્ષર વિનાની બાળપોથી માફક અતિ સહેલાઇથી સમજી શકતી. તે માટે જ હું જ્યારે નવલકથાનો નાયક બની ગંભીરપણે તેની આગળ કવિત્વ દર્શાવવા જતો ત્યારે તે એવા જ સુગભીર સ્નેહથી પણ અનિવાર્ય કૌતુકથી હસી પડતી. હું ન જાણી શકું એવી મારા અંતરની વાત પણ તે અંતર્યામીની માફક જાણતી, એ વાત યાદ આવતાં આજ પણ શરમને લીધે મને ડૂબી મરવાનું મન થાય છે.

હારાન દાક્તર મારી નાતનો હતો. તેને ઘેર મને વારંવાર નિમંત્રણ થતું. થોડા રોજ આવજા થયા બાદ દાક્તારે તેની દીકરી

સાથે મારી ઓળખાણ કરાવી દીધી. છોકરી કુંવારી હતી. પંદરેક વર્ષની ઉંમર થઇ હશે. દાક્તરે કહ્યું કે લાયક વર મળતો ન હોવાથી હજુ તેનો વિવાહ કર્યો નથી. પરંતુ બહારના લોકો પાસેથી ગપાટા સાંભળતો કે છોકરીનું કૂળ હલકું હતું.

પરંતુ એ સિવાય બીજો કંઈ વાંધો નહોતો. જેવી રૂપાળી હતી તેવી જ કેળવાએલી હતી. તે માટે જ કોઇ કોઇ વખતે તેની સાથે વાતચીત કરવામાં હું એટલો બધો ગુલતાન થઈ જતો કે ઘેર પાછા ફરતાં રાત પડી જતી, મારી સ્ત્રીને દવા પીવરાવવાનો સમય વીતી જતો. તે જાણતી હતી કે હું હારાન દાક્તરને ત્યાં ગયો છું પણ વિલંબ થવાનું કારણ એક દિવસ પણ તેણે મને પૂછ્યું નહોતું.

રણવગડામાં વળી એક વાર મૃગજળ દેખાવા લાગ્યું. તૃષાથી જ્યારે ગળું સુકાતું હતું ત્યારે સામે બંને કાંઠા વચ્ચે હિલોળા લેતું પાણી લહેરાતું જોયું. મન વાળવા ઘણો પ્રયત્ન કર્યો પણ બધું નિષ્ફળ ગયું.

રોગીનો ઓરડો મને બમણો અકારો થઇ પડયો. વારંવાર સારવારમાં અને દવા પીવરાવવામાં નિયમભંગ થવા લાગ્યો.

હારાન દાક્તર મને વારંવાર કહેતા કે જેનો રોગ કદી મટવાનો જ નથી તેને માટે મરણ જ હિતકર છે. કારણ કે જીવતા રહેવાથી તેને પોતાને સુખ થતું નથી તેમ બીજાને પણ સુખ થતું નથી. આ વચનો સામાન્ય રીતે તો કંઈ જ ખોટાં લાગતાં નહોતાં પણ મારી સ્ત્રીને ઉદ્દેશી બોલાય એ ઠીક ન ગણાય પરંતુ મનુષ્યના જીવનમરણ સંબંધમાં દાક્તરોનાં મન એવાં લાગણીહીન હોય છે કે તેઓ આપણા મનની સ્થિતિ સમજી શકતા નથી.

અકસ્માત એક દિવસે પાસેના ઓરડામાંથી સાંભળ્યુંઃ મારી સ્ત્રી હારાનબાબુને કહે છે કે 'દાક્તર, કેટલાંક નકામાં ઔષધો પાઈ

દાક્તરખાનાનું દેણું શા માટે વધારો છો? મારો જીવજ જ્યારે રોગ રૂપ છે ત્યારે એવી કંઈક દવા આપોને કે જલદી એ જાય?

દાક્તરે કહ્યું. છટ? એવી વાત કદી કરતાં નહિ.'

આ વચનો સાંભળી એકાએક મારા દિલને બહુ જ આઘાત લાગ્યો. દાક્તર ગયો એટલે હું મારી સ્ત્રીની પથારી પાસે જઈ બેઠો. તેના કપાળ પર ધીમે ધીમે હાથ ફેરવવા લાગ્યો. તેણે કહ્યું. 'આ ઓરડામાં બહુ ગરમી થાય છે. તમે જલદી બહાર જાઓ. તમારો ફરવા જવાનો વખત થયો છે. થોડુંક ફરી નહિ આવો તો રાત્રે ભૂખ નહિ લાગે.'

ફરવા જવાનો અર્થ દાક્તરને ઘેર જવું. મેં જ તેને સમજાવ્યું હતું કે ભૂખ લગાડવા માટે થોડુંક ફરી આવવાની જરૂર છે. અત્યારે હું નક્કી કહી શકું છું કે તે મારી આ છેતરપિંડી બરાબર સમજતી હતી. હું મૂર્ખ હતો માટે તેને પણ મૂર્ખ માનતો હતો.

આટલું કહી દક્ષિણાબાબુ ઘણી વાર સુધી હથેલી પર માથું ટેકાવી ચુપ બેસી રહ્યા. છેવટે બોલ્યા,' મને એક પ્યાલો ભરીને પાણી આપો,' પાણી પી તેઓ બોલવા લાગ્યાઃ—

એક દિવસ દાક્તરબાબુની કન્યા મનોરમાએ મારી સ્ત્રીને જોવા આવવાની ઈચ્છા પ્રગટ કરી. કોણ જાણે શાથી મને એ માગણી રુચી નહિ. પરંતુ તે માગણીને તરછોડવા જેટલાં કારણો પણ નહોતાં. તે એક દિવસ સંધ્યાકાળ વખતે અમારે ઘેર આવી પહોંચી.

તે દિવસે મારી સ્ત્રીની વેદના અગાઉ કરતાં કંઇક વધી ગઇ હતી. જે દિવસે તેની પીડા વધતી તે દિવસે તે અત્યંત શાંત બની જતી; કેવળ વખતો વખત તેની મુઠી દઢ બની જતી અને મુખ પર નીલાશ ફરી વળતી. તે પરથી જ હું તેની વેદના સમજી શકતો. ઓરડામાંથી કોઇ પણ જાતનો અવાજ આવતો નહતો. હું પથારીને છેડે ગુપચુપ બેઠો હતો; તે દિવસે મને ફરવા જવાની

વિનંતિ કરે એટલી શક્તિ તેનામાં નહોતી, અગર આવા દુઃખને વખતે હું તેની પાસે રહું એવી તેની ઇચ્છા હોય તો પણ પ્રભુ જાણે. આંખ પર પ્રકાશ ન પડે એવા ઉદ્દેશથી દીવો બારણા પાસે રાખ્યો હતો. ઓરડામાં અંધકાર હતો. ચોદિશ નિઃસ્તબ્ધતા પથરાઇ રહી હતી. કેવળ કોઇ કોઇ વાર પીડા કંઇક ઓછી થતી ત્યારે મારી સ્ત્રીનો ઊંડો લાંબો નિસાસો સંભળાતો હતો.

એવે વખતે મનોરમા બારણા પર આવી ઉભી. સામી બાજુએથી દીવાનો પ્રકાશ તેના મુખ પર આવી પડયો. પોતે પ્રકાશમાં ઉભી હતી પણ ઓરડામાં અંધારૂં હતું તેથી તે થોડી વાર તો કંઇ જ જોઈ શકી નહિ. તે બારણા પર ઉભી ઉભી અંદર જવું કે નહિ તેનો વિચાર કરવા લાગી.

મારી સ્ત્રીએ ચમકી મારો હાથ પકડી પૂછયું, 'એ કોણ છે?' દુર્બળ સ્થિતિમાં અકસ્માત અજાણ્યું માણસ નજરે પડતાં બીકથી તેણે બે ત્રણ વાર ધીમા અવાજે પ્રશ્ન કર્યો, 'એ કોણ? એ કોણ છે?'

મને કોણ જાણે શી અવળી બુદ્ધિ સૂઝી કે હું તરત જ બોલી ઉઠયો કે 'હું ઓળખતો નથી!' આટલું બોલતાં જ મારૂં હૃદય વીંધાયું. તરત જ મેં મારી ભૂલ સુધારી કહ્યું, 'અરે, એ તો આપણા દાક્તર બાબુની દીકરી છે!'

મારી સ્ત્રીએ એક વાર મારા મુખ સામું જોયું; હું તેના મુખ તરફ જોઇ શકયો નહિ. તરત જ તેણે મંદ અવાજે અભ્યાગતને કહ્યું, 'પધારો,' મને કહ્યું, 'દીવો પકડો!'

મનોરમા ઓરડામાં આવી બેઠી. તેની સાથે રોગિણી મંદ અવાજે વાતો કરવા લાગી. એ દરમિયાન દાક્તર બાબુ આવી પહોંચ્યા.

તેઓ દવાખાનામાંથી બે શીશી દવાની સાથે લાવ્યા હતા. એ બંને શીશી ટેબલ પર મૂકતાં મૂકતાં તેણે મારી સ્ત્રીને કહ્યું, આ વાદળી શીશીમાંની દવા ચોળવાની છે અને આ બીજી શીશીમાંની દવા પીવાની છે. જો જો, હેરફેર ન થઇ જાય. ચોળવાની દવા બહુ ઝેરી છે.'

મને પણ એક વાર સાવચેતી આપી દવાની શીશીઓ તેણે ટેબલ પર ગોઠવી દીધી. જતી વેળાએ દાક્તરે તેની દીકરીને બોલાવી.

મનોરમાએ કહ્યું, 'પિતાજી, હું અહીં રહું તો. અહીં બાઇ માણસ તો કોઈ નથી. આમની સેવા કરશે કોણ?'

મારી સ્ત્રીએ કહ્યું, 'ના, ના, આપે તસ્દી લેવાની જરૂર નથી! ચાકરડી જુની છે તે મારા પર મા જેટલું વહાલ રાખે છે.'

દાક્તરે હસતાં હસતાં કહ્યું, 'એ લક્ષ્મી છે બેટા, હંમેશાં બીજાંની સેવા ગ્રહણ કરી શકતાં નથી.'

દીકરી સાથે દાક્તર જવાની તૈયારી કરી રહ્યા હતા એ સમયે મારી સ્ત્રીએ દાક્તરને ઉદ્દેશી કહ્યું, 'દાક્તરબાબુ, એ કયારના આ બંધિયાર ઓરડામાં બેસી રહ્યા છે, એમને થોડી વાર ફરવા લઇ જશો?'

દાક્તરબાબુએ મને કહ્યું, 'આવોને, આપને નદીના કિનારા સુધી ફેરવી આવું:-

હું સહેજ હા ના કરી છેવટે જવા તૈયાર થયો. પાછા ફરતાં રાત પડી ગઇ. આવીને જોઉં છું તો મારી સ્ત્રી પથારીમાં તરફડે છે. પશ્ચાતાપથી વલોવાઈ જતા હૃદયે મેં પૂછ્યું, 'શું તને વધારે પીડા થાય છે?'

તે જવાબ આપી શકી નહિ, મારા સામું તાકી રહી. તેનું ગળું ઝલાઇ ગયું હતું.

મેં તરત જ, તે જ રાત્રે દાક્તરને બોલાવ્યા.

દાક્તર પ્રથમ તો ઘણી વાર સુધી પરીક્ષા કર્યા છતાં કંઇ સમજી શકયા નહિ. છેવટે તેણે પૂછ્યું, 'શું એ જ પીડા પાછી વધી ગઇ છે? મેં આપેલી દવા ચોળી કે?'

એમ કહી તેણે ટેબલ પરથી ચોળવાની દવાની શીશી ઉપાડી. તે ખાલી હતી.

મારી સ્ત્રીને પૂછ્યું, 'આપે શું ભૂલથી આ દવા પીધી છે?' મારી સ્ત્રીએ ડોકું હલાવી હા પાડી.

દાકતર તરત જ ગાડી બોલાવી ઘેરથી પમ્પ લેવા દોડયા. હું અધમુઆની પેઠે સ્ત્રીના બિછાના પર જઈ પડયો.

મારી સ્ત્રીએ માતા જેમ તેના માંદા બાળકને ફોસલાવે તેમ મારૂં માથું તેની છાતી પાસે તાણી લઈ બંને હાથનો સ્પર્શ કરી પોતાના મનની વાત મને સમજાવવાનો પ્રયત્ન કર્યો. તેના એ કરુણ સ્પર્શ દ્વારા તે મને વારંવાર કહેતી હોય તેમ જણાવ્યું કે 'શોક કરતા નહિ, મેં ઠીક કર્યું છે, તમે સુખી થશો એ વાત યાદ કરી હું સુખેથી મરૂં છું.'

દાકતર આવ્યા ત્યારે જીવનની સાથે મારી સ્ત્રીની બધી પીડા શમી ગઇ હતી.

દક્ષિણાચરણ વળી એક પ્યાલો પાણી પી બોલ્યો, 'આહ? કેવી ગરમી?' એટલું કહીને બહાર ગયા અને ખુલ્લા વરંડામાં થોડી વાર આમ તેમ ભટકી પાછા આવી બેઠા. મને લાગ્યું કે તે પોતાની આ વાત કહેવા ઇચ્છતા નથી છતાં હું જાદૂના જોરથી બધું કહેવરાવું છું. વળી તેણે શરુ કર્યું:–

'મનોરમાને પરણી હું દેશમાં પાછો ફર્યો.

મનોરમાએ તેના પિતાની સંમતિથી મારી સાથે લગ્ન કર્યાં: પરંતુ હું જ્યારે તેની સાથે પ્રેમાલાપ કરતો આદરમાનની વાત કરી

તેનું હૃદય જીતવાનો પ્રયત્ન કરતો ત્યારે તે હસતી નહિ. ગંભીર બની બેસી રહેતી તેના મનના કોઇ પણ ભાગમાં કંઇ ભરાઇ બેઠું હતું એ હું કઇ રીતે સમજી શકું? એ વખતે મારૂં મદ્યપાંન વધવા લાગ્યું. અતિશય વધી ગયું.

એક દિવસે શરદઋતુના પ્રારંભમાં સંધ્યાકાળ વખતે મનોરમા સાથે મારા બરાનગરના બગીચામાં ફરતો હતો. અંધારૂં થતું આવતું હતું. પક્ષીઓના માળામાં પાંખોનો ફડફડાટ પણ થતો નહોતો. કેવળ ફરવાના રસ્તાની બંને બાજુએ ગાઢી છાયાવાળાં ઝાઉનાં ઝાડો પવનથી સનસનાટી કરી રહ્યાં હતાં.

થાક લાગવાથી મનોરમાએ બોરસલીના ઝાડ નીચેના સફેદ આરસના ઓટલા ઉપર આવી પોતાના બંને હાથ પર માથું મૂકી સૂતી. હું પણ તેની પાસે બેઠો.

ત્યાં અંધકાર વધારે વીંટાઇ વળ્યો હતો. જેટલું આકાશ દેખાતું હતું તે બધું તારાઓથી ભરપૂર હતું; ઝાડ નીચેનાં તમરાંનો ધ્વનિ જાણે અનંત ગગનની છાતીથી વેગળી થએલી નિઃશબ્દતાના નીચલા છેડામાં એકાદ શબ્દની પાતળી કિનાર વણી દેતો હોય એમ લાગતું હતું.

તે દિવસે પણ સાંજે મેં થોડું મદ્યપાન કર્યું હતું. મન સહેજ તરલ સ્થિતિમાં હતું. અંધારૂં જ્યારે આંખને સહેવા આવ્યું ત્યારે વનની છાયા નીચે પાંડુવર્ણથી દોરાએલી એ શિથિલ અંચલવાળી થાકેલી સ્ત્રીની અસ્પષ્ટ મૂર્તિએ મારા મનમાં એક અનિવાર્ય આવેગનો સંચાર કર્યો. મને લાગ્યું કે એ છાયામય છે તેને હું કોઈ પણ રીતે આ બંને હાથ વડે પકડી નહિ શકું.

એ વખતે અંધારા ઝાઉનાં વૃક્ષોની ટોચ પર જાણે અગ્નિ સળગી ઉઠયોઃ ત્યાર બાદ કૃષ્ણપક્ષનો ઘસાઇ ગએલા છેડા વાળો પીળ-

ચટો ચંદ્રમા ધીમે ધીમે ઝાડના માથા પરના આકાશમાં ચઢવા લાગ્યો; સફેદ આરસ પર સફેદ સાડીવાળી એ થાકેલી, સૂતેલી સ્ત્રીના મુખ ઉપર પણ ચાંદની આવી રમવા લાગી. હું હવે વધારે વાર રહી શક્યો નહિ. તેની પાસે આવી, બંને હાથ વડે તેના બંને હાથ પકડી મેં કહ્યું,' મનોરમા, તું મારો વિશ્વાસ કરતી નથી, પરંતુ હું તને ચાહું છું. તને હું કદી ભૂલી શકીશ નહિ.'

વચનો પૂરાં થતાં જ ચમક્યો; યાદ આવ્યું કે બરાબર આવાજ શબ્દો મેં એક દિવસે કોઇને પણ કહ્યા છે! અને તે જ ક્ષણે બોરસલીના ઝાડની ડાળીઓ પર થઈ, ઝાઉનાં વૃક્ષોની ટોચ ઉપર થઈ, કૃષ્ણપક્ષના પીતા ભાંગેલા ચંદ્રની નીચે થઈ ગંગાના પૂર્વ કિનારા પરથી ગંગાના દૂર આવેલા પશ્ચિમ કિનારા સુધી હાહા–હાહા–હાહા–કરતો અતિ ઉતાવળી ગતિથી એક હાસ્યધ્વનિ વહી ગયો! એ મર્મભેદી હાસ્યધ્વનિ હતો કે અભ્રભેદી હાહાકાર હતો તે હું કહી શકતો નથી. હું તે જ ક્ષણે પથ્થરના ઓટલા પરથી મૂર્છિત થઈ નીચે પડ્યો.

મૂર્છા ઉતરી ત્યારે જોયું કે હું બિછાનામાં પડ્યો છું. મનોરમાએ મને પૂછ્યું કે 'તમને એકાએક આમ કેમ થયું?' હું ધ્રુજતો ધ્રુજતો બોલ્યો, 'તેં સાંભળ્યું નહિ? આખું આકાશ વીંધી એક હાહા કરતો હાસ્યધ્વનિ ચાલ્યો ગયો તે?'

સ્ત્રીએ હસતાં હસતાં કહ્યું, 'એ શું હાસ્યધ્વનિ હતો? હારબંધ જતાં પક્ષીનું ટોળું ઉડી જતું હતું તેની પાંખોનો શબ્દ તો મેં સાંભળ્યો હતો. તમે શું આટલાથી બીઓ છો?–

દિવસ હોત તો સ્પષ્ટ સમજી શકત કે એ પંખીઓની પાંખોનોજ શબ્દ છે, એ વખતે ઉત્તર દેશમાંથી હંસશ્રેણી નદીના ભાઠામાં ચરવા માટે આવતી હતી. પરંતુ સંધ્યાકાળ વીત્યા બાદ એ વિશ્વાસ રાખી શકતો

નહોતો. તે વખતે મને લાગતું હતું કે ચોમેર અંધકારમાં ગાઢ હાસ્ય જામી રહ્યું છે, તે એકાદ સામાન્ય કારણ મળતાં એકાએક આખું આકાશવ્યાપી અંધકારને ચીરી ધ્વનિત થઇ ઉઠશે. છેવટે એવું બન્યું કે સંધ્યાકાલ પછી મનોરમાની સાથે એક શબ્દ બોલવાનું પણ હું સાહસ કરી શકતો નહિ.

ત્યાર પછી મારી એ બરાનગરની હવેલી તજી મનોરમા સાથે હોડીમાં ફરવા નીકળ્યો. માગશર માસ ચાલતો હતો. નદીના પવનને લીધે મારો બધો ભય ચાલ્યો ગયો. થોડા દિવસ બહુ સુખમાં ગયા. ચોમેરના સૌંદર્યથી આકર્ષાઈ મનોરમા પણ તેના હૃદયનાં બીડેલાં બારણાં ઘણા દિવસ પછી ધીમે ધીમે મારી આગળ ઉઘાડવા લાગી.

ગંગા તજી છેવટે અમે પદ્મામાં આવી પહોંચ્યાં. ભયંકર પદ્મા તે વખતે હેમંતઋતુની દરમાં ઊંઘતી નાગણની માફક કૃશ બની નિર્જીવપણે લાંબી શીતનિદ્રામાં મશગૂલ હતી. ઉત્તરકિનારે જનહીન, તૃણહીન. દિગંતપ્રસારિત વેળુનું ભાઠું ઘૂ ઘૂ કરતું હતું, અને દક્ષિણના ઊંચા કિનારા ઉપર ગામનાં આંબાવાડીઆં એ રાક્ષસી નદીના મુખ આગળ હાથ જોડીને ઉભાં ઉભાં કંપતાં હતાં; પદ્મા ઊંઘમાં કોઈ કોઈ વાર પાસું ફેરવતી હતી અને તેને લીધે વિદીર્ણ તટભૂમિ કડુડુ-ભૂસ કરતી તૂટી પડતી હતી.

અહીં ફરવાની સગવડ જોઈ હોડી લંગર કરવાનો ઠરાવ કર્યો.

એક દિવસ અમે બંને ફરતાં ફરતાં બહુ દૂર ચાલ્યાં ગયાં. સૂર્યાસ્તની સોનેરી છાયા વિલીન થતામાં શુક્લપક્ષનો નિર્મળ ચંદ્રાલોક જોતજોતામાં ખીલી નીકળ્યો. એ અંતહીન સફેદ વેળુના ભાઠા ઉપર જ્યારે અપાર, અવારિત, ઉદ્ભાસિત જ્યોત્સ્ના આકાશના સીમાડા સુધી પ્રસરી ગઇ ત્યારે મને લાગ્યું કે જનહીન ચાંદનીના અસીમ સ્વપ્નરાજ્યને વિષે કેવળ અમે બે જ ફરીએ છીએ. એક લાલ શાલ

મનોરમાના માથા ઉપરથી નીચી નમી તેના મુખને વીંટાઇ વળી તેના શરીરને ઢાંકી રહી હતી. નિઃસ્તબ્ધતા જ્યારે ગાઢ બની ગઈ. કેવળ સીમાહીન દિશાહીન શુભ્રતા અને શૂન્યતા સિવાય બીજું કંઈ જ રહ્યું નહિ, ત્યારે મનોરમાએ ધીમે ધીમે હાથ બહાર કાઢી મારો હાથ પકડી લીધો. અત્યંત પાસે આવી તે જાણે પોતાનું આખું શરીર, મન, જીવન, યૌવન મારા ઉપર વેરી રહી હોય તેમ ઉભી હતી. પુલકિત, ઉછળતામનને વિચાર થયો કે શું ઘરમાં ઉચિત પ્રેમ પ્રાપ્ત કરી શકાય? આવું અનાવૃત્ત અનંત આકાશ ન હોય તો એ મનુષ્યનું મન ક્યાં ઠરવાનું હતું? મને લાગ્યું કે અમારે ઘર નથી, દ્વાર નથી. ક્યાંય ફરવાનું સ્થાન નથી. આવી રીતે હાથમાં હાથ લઈ લક્ષ્યહીન ગમ્યહીન રસ્તે મુસાફરી કરતાં કરતાં ચાંદનીથી ચમકતી શૂન્યતા ઉપર થઇ અમે વગર અટકયે ચાલ્યાં જઇશું.

આ પ્રમાણે ચાલતાં ચાલતાં એક જગાએ આવી જોયું કે એ વેળુના ઢગ વચ્ચે થોડે દૂર એકાદ તળાવ બની ગયું છે, પદ્માનો પ્રવાહ દૂર જતાં એ સ્થળે પાણી બંધાઈ ગયું છે.

એ મરુભૂમિનિ વેળુથી વીંટાએલાં તરંગ વિનાનાં સુષુપ્ત જલ ઉપર એક લાંબી ચાંદનીની રેખા મૂર્છિતપણે પડી હતી. એ જગાએ આવી અમે બંને થોભ્યાં, મનોરમાએ કોણ જાણે શું ધારી મારા સામું જોયું; તેના માથા પરથી એકાએક શાલ ખસી પડી. મેં તેના એ ચાંદનીમાં વિકસેલા મુખડા પર ચુંબન કર્યું.

એ વખતે એ જનમાનવશૂન્ય મરુભૂમિમાંથી કોઈ ગંભીર સ્વરે ત્રણ વાર બોલી ઉઠયું. 'એ કોણ? એ કોણ? એ કોણ?'

હું ચમકયો, મારી સ્ત્રી પણ કંપી ઉઠી. પરંતુ તરત જ અમે બંને સમજ્યાં કે એ શબ્દ મનુષ્યનો નથી, દેવનો નથી, પણ ખાડા-માંના જળચર પક્ષીનો છે, અકસ્માત આટલી રાત્રે પોતાના એકાંત નિવાસ આગળ માણસને જોઈ તેઓ ચકિત થઈ ગયાં છે.

આ ભયની ચમકારી સહન કરી અમે બંને એકદમ પાછાં વળ્યાં. બિછાનામાં જઇ પડયાં; થાકેલી મનોરમા થોડી વારમાં ઊંઘમાં પડી.

ત્યારે અંધારામાં કોઇ એક જણ મારી મચ્છરદાનીની પાસે ઉભું રહી સૂતેલી મનોરમા તરફ પોતાની લાંબી, દુબળી હાડકાંમય આંગળી કરી મારા કાનમાં અત્યંત ચુપકીદીથી અસ્પષ્ટ સ્વરે પૂછવા લાગ્યું, ફરી ફરીને પૂછવા લાગ્યું કે, એ કોણ? એ કોણ? એ કોણ ?...'

તરત જ ઉઠયો. દીવાસળી સળગાવી દીવો કર્યો. એ જ ક્ષણે મારી મચ્છરદાની કંપાવી, બોટને ડોલાવી, મારા આખા શરીરના પરસેવાને ઠારી, લોહીને બરફ બનાવી હાહા–હાહા–હાહા–કરતો એક હાસ્યધ્વનિ એ અંધારી રાત્રિમાં થઇ પસાર થઇ ગયો. તે ધ્વનિ પદ્મા ઉતર્યો, પદ્માનું ભાઠું ઉતર્યો. તે પછીના બધા સુપ્ત દેશ, ગામ, નગર ઉતરી ધીમે ધીમે મંદ પડતો પડતો અસીમ સુદૂર ચાલ્યો જાય છે, છેવટે તે જન્મમૃત્યુનો દેશ તજી ગયો છે. ધીમે ધીમે સળીના અગ્રભાગ જેટલો ઝીણો થઈ ગયો છે, એટલો ઝીણો શબ્દ કદી મેં સાંભળ્યો નહોતો. કલ્પનામાં પણ ઉતાર્યો નહોતો. મારા માથામાં જાણે અનંત આકાશ આવી રહ્યું છે અને એ શબ્દ જેમ જેમ દૂર જાય છે, તેમ તેમ મારા મગજની સીમામાં ભરાતો જાય છે. કેમે કર્યો ત્યાંથી એ દૂર થતો જ નથી. છેવટે જ્યારે વાત અસહ્ય બની ગઈ ત્યારે મેં વિચાર્યું કે દીવો ઘેર કર્યા સિવાય મને ઊંઘ આવશે નહિ. દીવો ઘેર કર્યો. પથારીમાં સૂતો. તરત જ મારી મચ્છરદાની પાસે મારા કાન પાસે અંધકારમાં વળી એ જ અસ્પષ્ટ સ્વર ગાજવા લાગ્યો 'એ કોણ, એ કોણ, એ કોણ છે' મારી છાતીનું લોહી બરાબર એ જ તાલથી ધ્વનિત થવા લાગ્યું–એ કોણ, એ કોણ, એ કોણ છે! એ કોણ, એ કોણ, એ કોણ છે! એ ગંભીર રાત્રે, નિઃસ્તબ્ધ બોટમાં મારી ગોલાકાર ઘડિયાળ પણ સજીવ બની તેના કલાક ને મિનિટ કાંટા મનોરમા તરફ લંબાવી શેલ્ફ ઉપરથી તાલ પાડતી

પાડતી બોલવા લાગી. એ કોણ, એ કોણ, એ કોણ છે ! એ કોણ ! એ કોણ, એ કોણ છે !'

વાત કરતાં કરતાં દક્ષિણાબાબુ ફીકા પડી ગયા. તેનો અવાજ રૂંધાવા લાગ્યો. મેં તેનો હાથ પકડી કહ્યું, થોડું પાણી પીઓ ? એ વખતે એકાએક મારા દીવાની જ્યોત જતી રહી. અકસ્માત બહાર જોયું તો જણાયું કે બહાર અજવાળું થયું છે. કાગડા બોલે છે. કોયલ કુહુરવ કરવા માંડી છે. મારા મકાનની પાસે આવેલા રસ્તા પર એક પાડાની ગાડી કિચુડ કિચુડ કરતી ચાલી જાય છે. હવે દક્ષિણાબાબુના મુખ પર જરાયે ભયનું ચિહ્ન રહ્યું નહોતું. રાત્રિના ઈંદ્રજાળથી, કાલ્પનિક ભયની મહત્તાથી તેઓએ મારી પાસે આટલી બધી વાત કહી નાંખી છે એ જાણી તેમને ભારે શરમ આવી અને મારા પર મનમાં ક્રોધ ચઢયો હોય એવું પણ જણાયું. તેઓ શિષ્ટાચાર કર્યા સિવાય ઉઠ્યા અને ઉતાવળે પગલે ચાલ્યા ગયા.

તેજ દિવસે મધરાતે વળી મારા બારણા પર સાંકળ ઠોકાઇ. ડાકતર? દાકતર?

## ઉદ્ધાર

ગૌરી પ્રાચીન ધનવાન વંશમાં ઉછરેલી સુંદર કન્યા હતી, તેનો પતિ પરેશ ગરીબ સ્થિતિમાંથી હમણાં પોતાની કમાણીથી કંઇક સારી સ્થિતિમાં આવ્યો છે. જ્યાં સુધી એ ગરીબ હતો ત્યાં સુધી દીકરીને દુઃખ પડશે એવી બીકથી સાસુ સસરાએ સ્ત્રીને તેને ઘેર મોકલી નહોતી. તેથી ગૌરી જરા મોટી ઉંમરે પતિઘેર આવી હતી.

કદાચ આ બધાં કારણને લીધે જ પરેશ સુંદર અને જુવાન પત્ની સંપૂર્ણ રીતે પોતાને તાબે થાય એમ માનતો નહોતો અને એનું એ પણ એક કારણ હતું કે સંદિગ્ધ સ્વભાવ એ તેનામાં મોટો રોગ હતો.

પરેશ પશ્ચિમના એક નાના શહેરમાં વકીલાત કરતો હતો. ઘરમાં બીજું કોઈ કુટુંબી નહોતું. એકલી સ્ત્રી ઘેર રહેતી તેથી તેનું મન ચિંતામાં રહેતું. વખતોવખત અચાનક તે કોરટમાંથી ઘેર આવી જતો અને પોતાની સ્ત્રી શું કરે છે તેની તપાસ કરી જતો. પહેલાં તો પતિનું આ આકસ્મિક આગમન ગૌરીના સમજવામાં આવ્યું નહિ.

ચાકર પણ પરેશને ત્યાં ઝાઝી મુદત રહેતો નહિ. થોડી થોડી મુદતે તેને તે રજા આપતો. ખાસ કરીને જે ચાકરને રાખવા માટે અગવડનું બહાનું કાઢી ગૌરી આગ્રહ કરતી તેને તો તે એક ક્ષણ પણ

ઘરમાં રાખતો નહિ, અભિમાની ગૌરી આ કૃત્યથી જેટલો આઘાત સહન કરતી તેટલા જ પ્રમાણમાં તેનો પતિ પણ કંઇને કંઇ અદ્ભુત વ્યવહાર કરતો.

છેવટે જ્યારે પરેશ દાસીને બોલાવી છુપી રીતે પોતાના નાના પ્રકારના સંદેહ વિષે પૂછપરછ કરવા લાગ્યો, ત્યારે બધી વાત ગૌરીને કાને આવી. અભિમાની, સ્વલ્પભાષી સ્ત્રી અપમાનથી ઘવાએલ સિંહણ-ની માફક અંતરમાં ને અંતરમાં સળગી જવા લાગી. અને એ ઉન્મત્ત સંદેહે દંપતીની વચ્ચે પ્રલયખડગની માફક આવી પડી બંનેને તદ્દન છૂટાં કરી નાખ્યાં.

ગૌરીએ જ્યારે બધું જાણ્યું ત્યારે પરેશની શરમ પણ દૂર થઇ ગઇ. હવે દરરોજ ડગલે ડગલે શક જાહેર કરી તે સ્ત્રી સાથે કલહ કરવા લાગ્યો અને ગૌરી જેમ જેમ નિરુત્તર તિરસ્કાર અને તરવારના ઘાની માફક તિક્ષ્ણ કટાક્ષ દ્વારા તેને પગથી માથા સુધી બાળવા લાગી તેમ તેમ તેની સંશયમત્તતા વધતી ચાલી.

આ પ્રમાણે સ્વામીસુખથી વંછિત બનેલી, પુત્ર વિનાની તરુણી-એ હવે ધર્મ તરફ મન દોડાવ્યું. હરિસભાના નવિન પ્રચારક બ્રહ્મ-ચારી પરમાનંદ સ્વામીને બોલાવી મંત્ર લીધો અને તેની પાસે ભાગ-વતનું શ્રવણ કરવાનું શરુ કર્યું. નારી હૃદયનો બધો વ્યર્થ સ્નેહ કેવળ ભક્તિના રૂપમાં એકત્ર થઇ ગુરુદેવના ચરણકમળને વિષે અર્પણ થઈ ચૂકયો.

પરમાનંદના સાધુચરિત્ર વિષે દેશવિદેશમાં કોઇને સંશય માત્ર નહોતો. બધાં તેની પૂજા કરતાં. પરેશ તેના સંબંધમાં મોઢેથી સંશય પ્રગટ કરી શકતો ન હોવાથી છાના ઘાની માફક એ સંશય તેના મર્મસ્થળ સુધી વીંધી નાખવા લાગ્યો.

એક દિવસ સામાન્ય કારણને લીધે ઝેર વરસ્યું. પરેશે સ્ત્રી આગળ પરમાનંદને ખરાબ ચારિત્રવાળો, દંભી વગેરે શબ્દોથી નવાજ્યો અને

કહ્યું, 'તારા શાલિગ્રામનો સ્પર્શ કરી કસમ પૂર્વક કહે કે એ બગલાને તું અંદરખાનેથી ચાહતી નથી ?'

છુંદાએલી સાપણની માફક ક્ષણમાં અતિ ઉગ્ર બની નકામી સ્પર્દ્ધાદ્વારા સ્વામીને વીંધી નાખી ગૌરી ગળગળા સુરે બોલી, 'ચાહું છું, તમારાથી થાય તે કરો !' પરેશ તરત જ ઓરડાને તાળું મારી કોર્ટમાં ચાલ્યો ગયો.

અસહ્ય ક્રોધને લીધે ગૌરી કોઇ પણ રીતે બારણાં ઉઘડાવી તરત જ બહાર ચાલી ગઈ.

પરમાનંદ એકાંત ઓરડામાં બેઠો બેઠો શાસ્ત્રપાઠ કરતો હતો. ખરો બપોર હતો. મનુષ્યનું નામ નહોતું. એકાએક અભેદાવાહિની વિદ્યુલ્લતાની માફક ગૌરી બ્રહ્મચારીના શાસ્ત્રાધ્યયન વચ્ચે આવી પડી.

ગુરુએ કહ્યું, 'આ શું ?'

ગૌરીએ કહ્યું. 'ગુરુદેવ, અપમાનમય સંસારમાંથી મારો ઉદ્ધાર કરો, તમારી સેવામાં હું જિંદગી ગાળીશ.'

પરમાનંદે અત્યંત તિરસ્કાર કરી તેને ઘેર પાછી મોકલી. પરંતુ, હાય ગુરુદેવ, તે દિવસનું એ અકસ્માત તૂટેલું છિન્નવિચ્છિન્ન અધ્યયનસૂત્ર શું ફરીથી અગાઉની પેઠે અવિચ્છિન્ન બન્યું ખરું !

પરેશે ઘેર આવી બારણાં ઉઘાડાં જોઇ સ્ત્રીને પૂછ્યુંઃ 'અહીં કોણ આવ્યું હતું ?'

સ્ત્રીએ કહ્યુંઃ 'કોઇ આવ્યું નહોતું. હું ગુરુદેવને ઘેર ગઇ હતી.'

પરેશ થોડી ક્ષણ ફીકો પડી ગયો. તરત જ લાલચોળ બની બોલ્યો, 'કેમ ગઇ હતી ?'

ગૌરીએ કહ્યુંઃ 'મારી ખુશી !'

તે દિવસથી પહેરો મૂકી, સ્ત્રીને ઓરડામાં પૂરી પરેશે એવું ધાંધલ મચાવી મૂકયું કે આખા શહેરમાં પરેશની નિંદા થવા લાગી.

આ બધી વાતો અને જૂલમની કથા સાંભળી, પરમાનંદનું હરિભજન સુકાઇ ગયું. આ શહેર જેમ બને તેમ જલદી છોડી જવું એ તેને ઠીક લાગ્યું, છતાં પોતાને ખાતર જે દુઃખ ખમે છે તેને છોડી જતા રહેવું એ તેને ઠીક ન લાગ્યું. સંન્યાસીના આ છેલ્લા દિવસોનો ઇતિહાસ કેવલ અંતર્યામી સિવાય બીજું કોઇ જાણતું નહોતું.

છેવટે એ કેદી સ્થિતિમાં પણ ગૌરીને એક ચિઠ્ઠી મળીઃ ' વત્સે, વિચાર કરતાં જણાય છે કે આ પહેલાં અનેક સાધ્વી સાધક સ્ત્રીઓએ કૃષ્ણપ્રેમમાં મગ્ન બની સંસાર તજ્યો છે. જો સંસારના જૂલમને લીધે હરિપાદપદ્મને વિષે તારૂં ચિત્ત સ્થિર થતું ન હોય તો મને જણાવજે એટલે પ્રભુની મદદથી તેની સેવિકાનો ઉદ્ધાર કરી પ્રભુના અભય પદારવિંદમાં તેને અર્પણ કરવાનો પ્રયાસ કરીશ. ૨૬ મી ફાગણને બુધવારે બપોરે બે વાગ્યાને સુમારે જો ઇચ્છા હશે તો તારી તલાવડીને કાંઠે મારી સાથે મેળાપ કરી શકાશે. '

ગૌરીએ પત્રને વાળ સાથે બાંધી અંબોડામાં છુપાવી રાખ્યો. ૨૬મી ફાગણને રોજ બપોરે નહાતા પહેલાં વાળ છોડતી વેળા જોયું તો ચિઠ્ઠી નથી. અકસ્માત તેને શક પડયો કે સૂતી વેળા પત્ર પથારીમાં પડી ગયો હોય ને તેના ધણીના હાથમાં આવ્યો હોય તો ! પતિ એ પત્ર વાંચી ઇર્ષ્યાગ્નિમાં બળી જાય એ કલ્પના અનુભવતાં ગૌરી મનમાં ને મનમાં એક પ્રકારનો ભભુકતો આનંદ ભોગવવા લાગી. પરંતુ પોતાના માથાના આભૂષણ સમાન પત્ર પાખંડીના હાથના સ્પર્શથી લાંછિત થાય છે એ તેની કલ્પનાને અસહ્ય થઇ પડયું. તે તરત જ પતિના ઓરડામાં ગઇ.

તેણે જોયું કે પતિ જમીન પર પડયો પડયો અસ્પષ્ટ અવાજ કર્યા કરે છે, મોંમાંથી ફીણ નીકળે છે, આંખો ચગી ગઇ છે. તેના જમણા હાથમાંથી પત્ર કબજે કરી તરત જ ગૌરીએ દાક્તરને બોલાવી મંગાવ્યો.

દાક્તરે આવી કહ્યું, 'આપોપ્લેક્સિ !' તે વખતે રોગી મરણ પામ્યો હતો.

તે દિવસે પરેશ બહાર ગામ એક જરૂરી મુકદ્દમો લડવા જવાનો હતો. બ્રહ્મચારીબાવા એટલે સુધી જકડાઇ પડયા હતા કે આ તકનો લાભ લેવા માટે જ તેણે ગૌરી પર પત્ર લખ્યો હતો.

વિધવા બનેલી ગૌરીએ જેવી બારીમાંથી બહાર નજર નાખી તેવા જ ચોરની માફક ડગલાં ભરતા ગુરુદેવને તલાવડીના કિનારે ઉભેલા જોયા. તેણે તરત જ નજર નીચી ઢાળી દીધી. ગુરુ ક્યાંથી તે ક્યાં ઉતરી પડયા છે એ વિજળીના ઝબકારાની પેઠે તરત જ તેના ધ્યાનમાં આવી ગયું.

ગુરુએ કહ્યું, 'ગૌરી !'

ગૌરીએ કહ્યું, 'આવું છું, ગુરુદેવ !'

મૃત્યુના સમાચાર મળતાં પરેશના મિત્રો જ્યારે તેના સત્કાર માટે આવી પહોંચ્યા ત્યારે તેઓએ જોયું કે ગૌરીનો મૃતદેહ સ્વામીની બાજુએ પડયો છે. તેણે ઝેર ખાઈ સ્વામીનું અનુગમન કર્યું છે. આધુનિક કાળમાં આ આશ્ચર્યકારક સહમરણના દૃષ્ટાંતથી બધા દિગ્મૂઢ બની ગયા.



# સ્ત્રીનો પત્ર

**શ્રી ચરણકમલમાં—**

આજ પંદર વર્ષ થયાં આપણો વિવાહ થયો છે છતાં આજ સુધી મેં તમને કાગળ લખ્યો નથી. હંમેશાં હું તમારી પાસે જ રહેતી તેથી મોંની વાત તો તમે ઘણી સાંભળી છે, મેં પણ સાંભળી છે; પરંતુ કાગળ લખવા જેટલી ફુરસદ મળી નથી.

આજ હું આ શ્રીક્ષેત્રને વિષે તીર્થ કરવા આવી છું. તમે તમારી ઑફિસના કામકાજમાં મશગૂલ હશો. ગોકળગાયને તેની છીપ સાથે જેવો સંબંધ હોય છે તેવો જ સંબંધ તમે કલકત્તા સાથે બાંધ્યો છે; એ તમારા દેહમનને વીંટળાઇ રહ્યું છે. તેથી જ તમે રજા ન માગી. વિધાતાનો અભિપ્રાય એમ જ હશે; તેણે મારી રજાની અરજી મંજૂર કરી છે.

હું તમારી નાની વહુ છું. આજ પંદર વર્ષ પછી આ સમુદ્રને કિનારે ઉભી રહી હું જાણી શકી છું કે મારાં જગત અને જગદીશ્વર સાથે મારો બીજો સંબંધ પણ છે. તેથી આજે સાહસ કરી આ ચિઠ્ઠી લખું છું. આ તમારી નાની વહુની ચિઠ્ઠી નથી એમ માનજો.

તમારી સાથે મારો સંબંધ નસીબમાં જેણે લખ્યો હતો તેના સિવાય જ્યારે એ સંભાવનાની વાત બીજું કોઇ જાણતું ન હતું એ

બાળપણમાં હું અને મારો ભાઈ એકી સાથે સંન્નિપાતવાળા તાવના પંજામાં સપડાયાં. મારો ભાઇ મરી ગયો, હું બચી ગઇ. શેરીની બધી બૈરીઓ કહેવા લાગીઃ 'મૃણાલ ગમે તેમ તોય છોકરી, તેથી જ બચી ગઈ, છોકરો હોત તો તે પણ ન બચત.' ચૌર્ય વિદ્યામાં યમ બહુ પાકો છે; કીંમતી ચીજ તરફ તેનો લોભ અતિશય છે.

મારૂં મરણ નથી એ વાત સારી રીતે સમજાવવા ખાતર આ ચિઠ્ઠી લખવા બેઠી છું.

જે દિવસે તમારા દૂરના સંબંધી મામા, તમારા મિત્ર નારદને સાથે લઇ કન્યા જોવા આવ્યા, ત્યારે મારી ઉંમર બાર વર્ષની હતી. મહા મહેનતે પહોંચી શકાય એવા ગામડામાં અમારૂં ઘર હતું, ત્યાં દિવસે પણ શિયાળવાંના પોકાર સંભળાતા. સ્ટેશનથી સાત ગાઉ ગાડા-માર્ગ અને ત્યાંથી ત્રણ માઇલ કાચા રસ્તે પાલખીમાં બેસી અવાય. તે દિવસે તમે કેટલા હેરાન થયા હતા! તે ઉપર વળી અમારૂં ગામ-ડિયું રાંધણું, એ રાંધણાનું પ્રહસન આજે પણ મામા ભૂલ્યા નથી.

તમારી મોટી વહુના રૂપનો અભાવ નાની વહુ વડે પૂરવો એવી તમારી માની ખાસ જીદ હતી. તેમ ન હોત તો આટલું કષ્ટ વેઠી તમે અમારા ગામમાં કેમ પગલાં મૂકો? બંગાળામાં તો બરો-લનું વધવું, શળ અને કન્યાને માટે કોઇને તપાસ કરવી પડતી નથી. તેઓ પોતાની મેળે આવી માણસને પકડી પાડે છે અને કોઇ પણ રીતે તેને છોડતાં નથી.

પિતાશ્રીની છાતી ધ્રુજવા લાગી, મા દુર્ગાનું નામ જપવા લાગ્યા, શહેરના દેવોને ગામડિયા પૂજારી શા વડે સંતોષે? અલબત કન્યાના રૂપ પર જેનો મુખ્ય આધાર હતો; પણ એ રૂપની પરીક્ષા કરી કીંમત ઠરાવવાનું કામ કન્યાનું નહોતું. જે માણસો જોવા આવ્યાં હતાં તે જે કીંમત ઠરાવે તેટલી જ તેની કીંમત ઠરવાની હતી.

તેથી જ રૂપરૂપનો અવતાર હોવા છતાં છોકરીનો સંકોચ કોઇ પણ રીતે ઓછો થતો નથી.

આખા ઘરનો, એટલું જ નહિ, પણ આખી શેરીનો આ ભય મારી છાતી પર પથ્થરની જેમ પડયો હતો. તે દિવસના આકાશનો બધો પ્રકાશ અને જગતની બધી શકિત જાણે બાર વર્ષની એક ગામડિયણ કન્યાના બે પરીક્ષકોની બે જોડ આંખોને સખત બનાવવા માટે જ સરજાઇ ન હોય એમ મને લાગતું હતું. મારે માટે કોઇ પણ સ્થળે છુપાવાનો માર્ગ નહોતો.

આખા આકાશને રડાવતી વાંસળી વાગી. મેં તમારા ઘરમાં પગ મૂકયો. મારા દોષોની વિસ્તારપૂર્વક ચર્ચા કર્યા છતાં બૈરક મંડળે એકંદર રીતે સ્વીકાર્યું કે સામાન્ય રીતે હું સુંદરી છું. એ વાત સાંભળી મારી શોકયના મુખ પર ગંભીરતા પ્રસરી. પરંતુ મારા રૂપની શી જરૂર હતી? હું ધારૂં છું કે રૂપને જો કોઇ જૂના જમાનાના પંડિતે ગંગાજીની માટી વડે સરજ્યું હોત તો એનું બહુ આદરમાન થાત, પરંતુ એ તો કેવળ વિધાતા પોતાના આનંદ માટે જ સરજતી હોવાથી તમારા ધર્મમય સંસારમાં તેની કીંમત કંઇ જ નથી.

મારામાં રૂપ છે એ વાત ભૂલી જતાં તમને બહુ દિવસ ન લાગ્યા—પરંતુ મારામાં બુદ્ધિ છે એ તમારે ડગલે ડગલે યાદ કરવું પડયું છે. એ બુદ્ધિ મારે માટે એટલી બધી સ્વાભાવિક હતી કે તમારા ઘરસંસારમાં આટલો કાળ ગાળ્યા છતાં આજ પણ એ ટકી રહી છે. મારી મા આ બુદ્ધિ માટે બહુ દીલગીર થતી. બૈરી માણસ-ને માટે એ એક બોજારૂપ ગણાય છે. જેને વિધિનિષેધ માની ચાલવું પડે છે, તેને જો બુદ્ધિ દોરવે તેમ ચાલવાની મરજી થાય તો ઠોકર ખાઇ ખાઇ તેનું કપાળ ભાગે જ. પરંતુ હું તેમાં શું કરૂં? તમારા ઘરની વહુમાં જેટલી બુદ્ધિની જરૂર હતી તેના કરતાં વધારે

બુદ્ધિ વિધાતાએ અજાણતાં મને આપી દીધી હતી, તે હું કોને પાછી ફેરવું? તમે મને 'બધાથી મોટી' કહી દરરોજ ગાળો આપતા. કટુ વચનો હંમેશાં અશક્તિમાનની સાન્ત્વના ગણાતાં હોવાથી હું તે બધું તમને ક્ષમા કરું છું.

મારી એક ચીજ તમારા ઘરસંસારની બહાર હતી, તે તમે કોઇ જાણતાં નહોતાં. હું છુપી રીતે કવિતા રચતી. એ કવિતા ગમે તેવી ભલેને હોય, પણ ત્યાં તમારા અંતઃપુરની મલિનતા પહોંચતી નહોતી. ત્યાં હું મુક્ત હતી–ત્યાં કેવલ હું જ હતી. મારામાં, તમારી નાની વહુને જે કંઇ અણછાજતું હતું, તે તમે પસંદ કરતા નહિ, વખતે જાણી પણ શકતા નહિ; હું કવિ હતી એ વાત આજ પંદર વર્ષ થયાં તમારાથી અજાણી રહી છે.

તમારા ઘરની પહેલી સ્મૃતિમાંથી સૌથી વિશેષ મારા મનમાં જે કંઇ ચોંટી રહ્યું છે તે તમારી ગૌશાળા છે. અંતઃપુરની સીડી પર ચઢતાં જ પાસેના ઘરમાં તમારી ગાયો બંધાતી. સામેના આંગણા સિવાય તેઓને અવરજવર કરવાનો બીજો રસ્તો નહોતો. એ આંગણાના ખુણામાં તેઓને ખાણ ખવરાવવાના લાકડાના ખાંડણીઆ હતા. સવારમાં નોકરો નાના પ્રકારના કામમાં રોકાયા હોય ત્યારે ભૂખી ગાયો એ ખાંડણીઆની કોરણો ચાટતી, ચાવતી અને સ્થળે સ્થળે કરડતી. મારો જીવ બળતો. હું ગામડાની છોકરી હતી. તમારા ઘરમાં જે દિવસે નવી આવી તે દિવસે એ બે ગાયો અને ત્રણ વાછરૂ આખા શહેરમાં મારા ચિરપરિચિત સગાં હોય એમ મને લાગ્યું. જ્યાંસુધી હું નવી હતી ત્યાંસુધી મેં તેમને ભૂખ્યા રહીને પણ છુપી રીતે ખવરાવ્યું હતું–જ્યારે મોટી થઈ ત્યારે ગાયો પ્રત્યે મારી આ ખુલ્લી મમતાને લક્ષી મારા મશ્કરીનાં સગાંઓએ મારા ગોત્ર સંબંધમાં સંદેહ પ્રગટ કર્યો હતો.

મારી પુત્રીએ જન્મતાં જ મરણનો માર્ગ સ્વીકાર્યો. મને પણ તેણે સાથે આવવાનું કહેણ મોકલ્યું હતું. તે જો જીવતી રહી હોત તો મારા જીવનમાં જે કંઇ મહાન છે, જે કંઇ સત્ય છે તે બધું તે આણી આપત; તેમ થયું હોત તો હું નાની વહુ મટી મા બની બેસત. મા એક સંસારમાં રહેતી હોવા છતાં વિશ્વની હોય છે. મા થવાનું દુઃખ તો ભોગવ્યું પરંતુ મા થવાની મુક્તિ ન મળી.

મને બરાબર યાદ છે કે અંગ્રેજ દાક્તરે આવી આપણું અંતઃપુર જોઇ નવાઇ પ્રગટ કરી હતી અને સુવાવડનો ઓરડો જોઇ તે ગુસ્સે થયો હતો. મકાનની બહાર તો એક બગીચો છે. ઘરમાં સરંજામનો અભાવ નથી. પરંતુ અંતઃપુર તો જાણે જરીના કામની ઉલ્ટી બાજુ—તે તરફ કશી શરમ નહિ, શોભા નહિ, સજાવટ નહિ. તે તરફ પ્રકાશ ઝાંખો, હવા ચોરની માફક પ્રવેશ કરે, આંગણાનો પુંજો અચળ થઇ પડયો રહે. દિવાલ અને ભોંયતળીયું બધું અક્ષય કલંક લઇ વિરાજે. પરંતુ દાક્તરે એક ભૂલ કરી હતી, તેણે ધાર્યું હતું કે આ બધું અમને રાતદહાડો દુઃખ દે છે; પરંતુ વાસ્તવિક રીતે તેથી ઉલટું જ હતું. અનાદર રૂપી ચીજ ભસ્મ જેવી છે, તે ભસ્મ અગ્નિને કદાચ અંદરખાનેથી જાગવી રાખે પરંતુ બહારથી તેનો તાપ જણાવા ન દે. આત્મસન્માન જ્યારે કમી થઇ જાય ત્યારે અનાદર અન્યાય ન ગણાય, એ માટે જ અમને વેદના નહોતી. તેથી જ બૈરાંમાણસ દુઃખ માનતાં શરમાય છે. હું તે માટે જ કહું છું કે બૈરાંઓને દુઃખ આપવું જ હોય, એવી જ તમે વ્યવસ્થા કરી હોય તો જેમ બને તેમ તેને અનાદરમાં રાખવાં એ જ ઠીક છે. આદર-માન આપવાથી તેના દુઃખની વ્યથા કેવળ વધી જાય છે એટલું જ.

તમે અમને ગમે તે સ્થિતિમાં રાખતા તોપણ અમે દુઃખી છીએ એવું કદી ધાર્યું નથી. સુવાવડના ઓરડામાં મરણ માથા આગળ

આવી ઉભું હોવા છતાં મને તેની બીક લાગી ન હતી. અમારાં જીવન જ વળી ક્યાં છે કે અમને મરણુની બીક લાગે? આદરમાન વડે જેના પ્રાણુનાં બંધન સખત થયાં છે તેને મરવાનું ન ગમે. તે દિવસે યમ જો મને પકડી એક આંચકો મારત તો પોચી માટીમાંથી જેમ ઘાસ અતિ સહેલાઇથી મૂળીઆ સહિત ઉખડી જાય તેમ હું પણુ આ સંસારમાંથી ઉપડી જાત. બંગાળી બૈરી તો વાતવાતમાં મરણુ માગે છે. પરંતુ એવા મરણુમાં બહાદુરી શી! જે મરણુથી શરમાવું પડે એ મરણુ તો અમારે માટે સહજ છે.

મારી પુત્રી સંધ્યાકાળ વખતે ઉગતા તારાની માફક ક્ષણુને માટે ઉગી આથમી ગઇ. વળી હું મારાં નિત્યકર્મમાં અને ગાય–વાછરૂમાં ગુંથાઈ. જીવન એમ કરતાં કરતાં છેવટ સુધી ગુજરત, આજ તમને ચિઠ્ઠી લખવાની જરૂર ન પડત, પરંતુ પવન દ્વારા સામાન્ય એકાદ બીજ ઉડી આવી પાકા મકાનની ઓસરીના ખુણામાં પીપળાનો ફણગો ફુટાડે છે ને છેવટે એ ફણગો પાકા મકાનના પાયાને ખળભળાવી નાખે તેમ અમારા સંસારમાં પણુ પુરેપુરો પાકો બંદોબસ્ત છતાં એક નાનો સરખો જીવનકણુ કોણુ જાણે ક્યાંથી ઉડી આવી પડ્યો કે ત્યાર બાદ તેમાં ફાટ પડવી શરુ થઇ.

વિધવા માતાના મરણુ પછી મારી શોકયની બેન બિંદુ પોતાના કાકાના દીકરાનો જૂલમ સહન ન કરી શકવાથી આપણે ઘેર તેની બ્હેનને આસરે આવી. જ્યારે તે આવી ત્યારે તમે ધાર્યું હતું કે આ વળી ક્યાંથી બલા આવી ચડી! પરંતુ મારા આ સ્વભાવને તે શું કહું? તમે બધાં જ્યારે એને આવેલી જાણી મનમાં ને મનમાં કંટાળતાં હતાં ત્યારે બધાંથી તિરસ્કૃત એ નિરાશ્રિત છોકરીની આજુબાજુ મારૂં મન કમર બાંધી આવી ઉભું! પારકે ઘેર પારકાની અનિચ્છા છતાં જેને આશ્રય લેવો પડે એ કેટલું ભયંકર અપમાન છે!

વખાની મારી જે છોકરી એ પણ કબૂલ કરે તેને એક બાજુએ ફેંકી દેવાય ?

ત્યાર બાદ મારી શોકયની દશા જોઇ. તેણે તદ્દન ન છૂટકે બ્હેનને આમંત્રણ આપ્યું હતું. પરંતુ જ્યારે તેણે જોયું કે પતિદેવ આથી ગુસ્સે થયા છે ત્યારે તે એવો ભાવ દર્શાવવા લાગ્યાં કે આ બલાને જેમ બને તેમ પોતાથી દૂર રાખવાથી જ તેને શાંતિ વળે છે. આ અનાથ બ્હેન પર મન મૂકી ખુલ્લી રીતે સ્નેહ બતાવવાનું સાહસ તેનામાં નહોતું. કારણ તે પતિવ્રતા હતાં.

તેનું આ સંકટ જોઇ મારૂં મન વધારે વ્યથા પામ્યું. મેં જોયું કે મોટી વહુએ બધાંને ખાસ બતાવવા ખાતર બિંદુને ખાવા-પીવાની એક એવી જાતની વ્યવસ્થા કરી અને ઘરનાં બધાં કામમાં તેને ગુલામડી તરીકે એવી રીતે જોડી દીધી કે તે મને કેવળ દુઃખ રૂપ જ નહિ પણ શરમજનક લાગ્યું ! તે બધાંની સમક્ષ એવું સાબીત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યાં કે આપણા સંસારમાં બિંદુ આવતાં ભારે સગવડ થઈ છે. એ કામ કરે છે પુષ્કળ પણ ખરચ કરે છે ઘણું થોડું !

આપણી મોટી વહુના બાપના વંશમાં કુળ સિવાય બીજું કંઈ જ ન હતું. રૂપ પણ નહિ, પૈસા પણ નહિ. મારા સસરાને હાથેપગે પડી કઇ રીતે તમારા ઘરમાં તેમનો વિવાહ થયો તે તમે બધું જાણો છો. તેઓ પોતાના વિવાહને આ વંશ પ્રત્યેનો એક મહાન ગુન્હો માની રહ્યાં છે. તે માટે દરેક બાબતમાં પોતાને જેમ બને તેમ સંકોચી તમારા ઘરમાં તે અતિ થોડી જગા રોકી બેઠાં છે.

પરંતુ તેનું આ સારૂં દૃષ્ટાંત મને બહુ મુશ્કેલ લાગ્યું છે. હું બધી તરફથી મારી જાતને એટલી બધી અસંભવ રીતે નીચે કરી શકતી નથી. હું જેને સારૂં માનું તેને બીજા કોઇની ખાતર ખરાબ માનું નહિ. એનાં પ્રમાણ તમને પુષ્કળ મળ્યાં છે.

બિંદુને મેં મારા ઘરમાં રાખી. બ્હેને કહ્યું, 'નાની વહુ ગરીબના ઘરની દીકરીનું માથું ખાવા તૈયાર થયાં છે.' મેં એક ભારે અપરાધ કર્યો હોય તેમ તેઓ બધાંની આગળ મારી ફરિઆદ કરવા લાગ્યાં. પરંતુ હું નક્કી જાણું છું કે તેઓ મનમાં શાંતિની લહરિઓ અનુભવતાં હતાં. હવે અપરાધનો બોજો મારા ઉપર પડયો. તેઓ પોતાની બ્હેનને જે હેત બતાવી શકતાં નહોતાં તે મારા વડે બતાવાતું હોવાથી તેનું મન હલકું થઇ ગયું. મોટી વહુ બિંદુની ઉમરમાંથી બે ચાર સંખ્યા ઓછી કરવાનો પ્રયત્ન કરતાં, પરંતુ તેની ઉંમર ચૌદ વરસથી ઓછી નહોતી; એ વાત છુપી રીતે કહેવામાં અન્યાય માનતાં નહિ. તમે તો જાણો છો કે તે જોતાં એટલી ખરાબ હતી કે કદાચ તે પડી જાય ને તેનું માથું ભાગે તો ઘરના ભોંયતળીઆ માટે જ લોકો ચિંતાતુર બને, માટે જ પિતામાતાને અભાવે કોઈ તેનો વિવાહ કરે તેમ નહોતું અને તેની સાથે વિવાહ કરવા તયાર થાય તેવું સાહસ પણ કેટલાક જણમાં હતું?

બિંદુ બહુ બ્હીતી બ્હીતી મારી પાસે આવી. કેમ જાણે મારા શરીરને તેના શરીરનો સ્પર્શ થશે તો હું સહન નહિ કરી શકું. જાણે કેમ આ જગતમાં તેના જન્મની કંઇ જરૂર ન હોય અને તે ખાતર તે કેવલ છુપાતી ફરતી, કોઇની નજરે ન પડાય તેમ રહેતી. તેના બાપના ઘરમાં તેના પિતરાઇ ભાઇઓ તેને માટે એક એવો ખુણો પણ પુરો પાડવા તયાર નહોતા કે જે ખુણામાં કેવળ બીન જરૂરી ચીજો પડી રહી હોય. બીન જરૂરી કચરોપુંજો ઘરની આજુબાજુ અનાયાસે સ્થાન પ્રાપ્ત કરે છે, કેમ કે માણુસ તેને વીસરી જાય છે. પરંતુ બીન જરૂરી બૈરી માણુસ એક તો અનાવશ્યક છે તેમાં વળી તેને ભૂલવું કઠણુ છે; તે માટે જ તબેલામાં પણુ તેને જગા મળતી નથી. તોપણુ એ સાથે એટલું પણુ સાબીત થતું નથી કે બિંદુના

પિતરાઇ ભાઇઓ આ જગતની પરમ આવશ્યક ચીજ છે. છતાં તેઓ મજામાં છે.

તેથી બિંદુને જ્યારે મેં મારા ઓરડામાં સ્થાન આપ્યું ત્યારે તેની છાતી ધડકવા લાગી. તેની બીક જોઈ મને બહુ દુઃખ થયું, મારા ઓરડામાં તેને માટે જગા છે એ વાત મેં તેને બહુ હેતથી સમજાવી દીધી.

પરંતુ મારો ઓરડો તે કંઇ મારો જ ન હતો. માટે મારૂં કામ સહેલું થયું નહિ. બે ચાર દિવસ મારી પાસે રહી ત્યાં તો તેના શરીર પર લાલલાલ કંઇક નીકળ્યું. કદાચ તે ઓરી હોય અગર બીજું કંઇ. પરંતુ તમે કહ્યું કે તે શીતળા છે; કેમકે એ બિંદુ હતી. તમારી શેરીના એક અનાડી દાક્તરે આવી કહ્યું કે, હજુ એકાદ બે દિવસ ગયા પહેલાં નક્કી કહી શકાય નહિ, પરંતુ એ બે દિવસની રાહ કોણ જુએ ? બિંદુ તો પોતાના દરદની વાત સાંભળી શરમથી મરવા પડી. મેં કહ્યું, શીતળા હોય તો ભલે રહ્યાં–હું તેને મારા સુવાવડના ઓરડામાં રાખીશ. બીજા કોઇને તસ્દી આપીશ નહિ. આ બધું સાંભળી તમે બધાં મારા પ્રત્યે કાળભૈરવ બની બેઠાં એટલું જ નહિ પણ બિંદુની બ્હેન પણ અતિશય કંટાળાનું બહાનું બતાવી એ અભાગણી છોકરીને હોસ્પિટાલમાં મોકલવાનું કહેવા લાગ્યાં. પરંતુ એવામાં તો એના શરીર પરના બધા લાલ દાણા એકદમ સમાઇ ગયા. તમે બધાં આ જોઇ વધુ ગુસ્સે થયાં, કહેવા લાગ્યાં કે, જરૂર શીતળા સમાઇ ગયા, કેમકે એ બિંદુ હતી.

અનાદરમાં ઉછરવાનો એક મોટો ગુણ એ છે કે તેથી શરીર તદ્દન અજર અને અમર થઇ જાય છે. રોગ આવતો જ નથી–મરણના મુખ્ય દરવાજા તદ્દન બંધ થઇ જાય છે, તેથી જ રોગ બિંદુની મશ્કરી કરી ગયો, તેને કંઇ જ થયું નહિ, પરંતુ એ બહુ સારી રીતે સમજાઇ ગયું કે પૃથ્વીમાં બધાથી ત્યજાયેલા મનુષ્યને આશરો આપવો

એ સૌથી વધારે કઠણ છે. આશ્રયની જરૂર તેને જેટલી વધારે છે, તેટલી જ વિશેષ અડચણ પણ હોય છે.

મારા સંબંધમાં જ્યારે બિંદુની બીક જતી રહી ત્યારે તેને વળી એક રોગે પકડી. તે મને એટલી ચાહતાં શીખી કે મને ઉલટી બીક લાગી. ચાહની આવી મૂર્તિ તો સંસારમાં મેં કોઇ દિવસ જોઇ ન હતી, ચોપડીમાં વાંચ્યું હતું ખરૂં, પણ તે તો બૈરાં–ભાયડા વચ્ચે. હું રૂપાળી હતી એ વાત યાદ લાવવાનું કારણ મને ઘણા કાળ સુધી મળ્યું નહોતું. આટલા દિવસ પછી એ રૂપને આ કદરૂપી છોકરી ચાહતાં શીખી. મારૂં મોં જોતાં તેને કેમે કર્યો સંતોષ થતો જ નહિ. જે દિવસે મારા વાળ હું જાતે બાંધતી, ત્યારે તે બહુ રીસાતી! મારા વાળના ગુચ્છા બે સાથમાં પકડી આમતેમ હલાવતાં તેને બહુ મજા પડતી. ક્યાંક જમવા જવા સિવાય મારે પહેરવા ઓઢવાની જરૂર પડતી નહિ. પરંતુ બિંદુ મને હેરાન કરી રોજ કંઇને કંઇ પહેરવા ઓઢવાની ફરજ પાડતી. છોકરી મારે માટે તદ્દન ગાંડી બની ગઇ હતી.

તમારા અંતઃપુરમાં કોઇ પણ સ્થળે ખાલી જગાનું નામ નહોતું. ઉત્તર દિશાની વંડી પાસે પુંજો એકઠો થતો, ત્યાં કોણ જાણે ક્યાંથી લોદરનું ઝાડ ઉગ્યું હતું. હું જ્યારે જોતી કે એ ઝાડને નવાં પાંદડાં આવ્યાં છે, તે દિવસે જાણતી કે પૃથ્વી પર વસંતદેવીનાં પધરામણાં થયાં છે. મારા ઘરસંસારમાં આ અનાદૃત છોકરીના ચિત્તમાં જ્યારે આમ રંગ પુરાવા લાગ્યા ત્યારે હું સમજી કે હૃદયના જગતમાં પણું વસંત ઋતુની હવા વાય છે ખરી. એ હવા કોઇ એક સ્વર્ગમાંથી ફૂંકાય છે, શેરીને નાકેથી આવતી નથી.

બિંદુના પ્રેમનો પ્રચંડ વેગ મને અશાંત બનાવી મૂકતો હતો. કેટલીક વાર મને તેના પર ગુસ્સો આવતો એ હું કબુલ કરૂં છું, પરંતુ તેના આ પ્રેમની અંદર મેં મારૂં એક સ્વરૂપ જોયું, કે જે આ જીવનમાં મેં કદી જોયું નથી, એ જ મારૂં મુક્ત સ્વરૂપ હતું.

આ તરફ બિંદુના જેવી છોકરીને હું આટલું આદરમાન આપું છું એ તમને ન ગમ્યું. તે માટે વાદવિવાદનો પાર નહોતો. જે દિવસે મારા ઓરડામાંથી બાજુબંધની ચોરી થઇ ત્યારે એ ચોરીમાં બિંદુનો હાથ છે એ વાત આડકતરી રીતે કહેતાં તમને શરમ ન આવી. જ્યારે સ્વદેશી ચળવળને અંગે લોકોના ઘરની જડતી લેવા-વાનો શરુ થઇ ત્યારે તમે અનાયાસે શક લાવી બેઠા કે બિંદુ છુપી પોલીસનું માણસ છે. આ બાબતની કંઇ સાબીતી નહોતી, કેવળ હોય તો એટલી જ કે એ બિંદુ હતી.

તમારા ઘરના નોકરચાકરો તેનું કંઇ પણ કામ કરતાં આનાકાની કરતા, તેમાંના કોઇને પોતાનું કામ સોંપતાં એ છોકરી પણ મનમાં ભારે સંકોચ પામતી. એ બધાં કારણોને લીધે એને માટેનું મારૂં ખર્ચ વધી ગયું. મેં એક જુદી ચાકરડી રાખી. તમને ન ગમ્યું. બિંદુને હું જે કપડાંલત્તાં પરહેવા આપતી તે જોઇ તમે એટલા બધા ગુસ્સે થયા કે મારી હાથખરચી બંધ કરી દીધી. એ રીતે હાથખરચી બંધ થઇ તેને બીજે દહાડેથી મેં સવા રૂપીએ એક મળતી હલકી સાડી પહેરવી શરૂ કરી અને મોતીની મા જ્યારે મારી અજીઠી થાળી માંજવા આવી ત્યારે મેં તેને તેમ કરતાં અટકાવી. મેં જાતે આંગણામાંની કોઢ પાસે જઇ વાછરૂને અજીઠું ખવરાવી વાસણ સાફ કરવાનું શરૂ કર્યું. એક દિવસ એકાએક એ દૃશ્ય તમારી નજરે પડ્યું. તમે બહુ ખુશી થયા નહિ, એ તો ઠીક. મને ખુશી કરો કે ન કરો તે ચાલે પણ, મારે તમને ખુશી કરવા જ જોઇએ; એ યુક્તિ મારી બુદ્ધિમાં હજુ સુધી ઉતરી શકી નથી.

આ તરફ તમારા ગુસ્સામાં વધારા સાથે બિંદુની ઉમર પણ વધતી જ જતી જાય છે, એ સ્વાભાવિક બનાવને લીધે તમે બધાં અસ્વાભાવિક રીતે દોરવાઇ ગયાં હતાં. એક વાત યાદ આવતાં મને

ભારે નવાઇ લાગે છે, તમે જોરજૂલમથી બિંદુને તમારા ઘરમાંથી કેમ ન હાંકી કાઢી ? હું સારી રીતે જાણું છું કે તમે મારાથી અંદરખાનેથી બીઓ છો. વિધાતાએ મને બુદ્ધિ આપી હતી, તેનો આદર કર્યા સિવાય તમે રહી શક્યા નથી.

છેવટે બિંદુને પોતાની શક્તિ વડે વિદાય આપવું ન પરવડ્યું ત્યારે તમે પ્રજાપતિ દેવતાનું શરણુ સ્વીકાર્યું. બિંદુનો વિવાહ નક્કી થયો. મોટી વહુએ કહ્યું, ' હાશ, માતાજીએ આપણા વંશની આબરૂ રાખી. '

વર કેવો હતો તે હું જાણુતી નહોતી; તમારી પાસે સાંભળ્યું કે તે બધી રીતે સારો છે. બિંદુ મારા પગ પકડી રડવા લાગી. તેણે કહ્યું, ' બ્હેન, મને વળી પરણાવવામાં આવે છે શા માટે ? '

મેં તેને બહુ સમજાવી કહ્યું, ' બિંદુ, તું રડતી નહિ. મેં સાંભળ્યું છે કે તારો વર સારો છે. '

બિંદુએ કહ્યું, ' વર સારો હોય તોપણ મારામાં એવું શું છે કે તે તેને પસંદ પડે ? '

વરપક્ષ તરફથી બિંદુને કોઇ જોવા આવ્યું જ નહિ. મોટી વહુ તો એ વાતથી ભારે સંતોષ પામ્યાં.

પરંતુ બિંદુનું રૂદન તો રાતદહાડો કાયમ જ રહેતું. તેને કેટલું દુઃખ થતું હતું તે હું જાણુતી હતી. બિંદુને માટે મેં ઘરમાં અનેક લડાઇઓ કરી છે, પરન્તુ એનો વિવાહ બંધ થાય એવી જાતનાં વચનો ઉચ્ચારવાનું મારામાં સાહસ નહોતું. વળી એવું બોલું પણ શાના જોર પર ? હું જો મરી જાઉં તો એની શી દશા થાય ?

એક તો છોકરી, તેમાં વળી કાળી મેશ જેવી; કોના ઘેર જાય છે, એની શી દશા થશે, એ વાત ન સંભારવી એ જ ઠીક છે. સંભારતાં જીવ થરથરી ઉઠે છે.

બિંદુએ કહ્યું, ' બ્હેન, વિવાહ આડા હવે પાંચ દિવસ છે, એ દરમિયાન મારૂં મરણુ નહિ થાય ? '

મેં તેને ખૂબ ધમકાવી, પરંતુ અંતર્યામી જાણે છે કે જો કોઇ પણ સ્વાભાવિક રીતે બિંદુનું મરણ થયું હોત તો હું બહુ આરામ ભોગવત.

વિવાહને આગલે દિવસે બિંદુએ તેની બ્હેનને જઇ કહ્યું, ' બ્હેન, હું તમારી ગાયો બાંધવાની કોડમાં પડી રહીશ, મને જે કહેશો તે કરીશ, તમને પગે લાગું છું બ્હેન ! મને આવી રીતે ફેંકી ન દો. '

થોડા દિવસ થયાં છુપી રીતે એકાંતમાં મોટી વહુની આંખમાં-થી આંસુ પડતાં મેં જોયાં હતાં; તે દિવસ પણ એમ જ થયું. પરંતુ કેવળ હૃદય જ સર્વસ્વ નથી, શાસ્ત્ર પણ છે: તેણે કહ્યું, ' બિંદુ, તું જાણે છે કે સ્ત્રીઓને માટે પતિ એ જ મુક્તિ છે. નસીબમાં જો દુઃખ લખ્યું હોય તો કોઇ તે ભૂસી શકતું નથી. '

ખરી વાત તો એ જ હતી કે કોઇ પણ રસ્તો બાકી રહ્યો જ નહોતો. બિંદુનો વિવાહ કરવો જ પડવાનો હતો. ત્યાર પછી તેનું જે થવાનું હોય તે ભલે થાય.

મેં ધાર્યું હતું કે વિવાહ આપણે ઘેર થાય તો ઠીક. પરંતુ તમે બધા વરને ઘેર જ એ પ્રસંગ ઉકેલી નાખવા માગતા હતા. બચાવમાં એમ કહેતા હતા કે એ વરપક્ષના કુળનો રિવાજ છે.

હું સમજી ગઇ કે બિંદુના વિવાહ માટે જો તમારે ખરચ કરવું પડે તો તે તમારા ગૃહદેવતા કદી સહન કરશે નહિ. આમ હોવાથી મારે ચુપ રહેવું પડ્યું. પરંતુ એક વાત તમે કોઈ જાણતા નથી. મોટી વહુને જણાવવાની ઇચ્છા હતી, પરંતુ મેં તેમને પણ એ વાત જણાવી નથી, કેમકે તેમ કર્યું હોત તો તે બ્હીકમાં ને બ્હીકમાં મરી જાત. મેં મારાં થોડાં ઘરેણાં વડે બિંદુને શણગારી હતી. મને લાગે છે કે મોટી વહુએ એ જોયાં હશે પણ આંખ આડા કાન કર્યા હશે. તમને ધર્મના કસમ છે, તે ખાતર તમે તેને ક્ષમા કરજો.

જતાં પહેલાં બિંદુ મને વળગી બોલી, 'બ્હેન, તમે ત્યારે શું મારો ત્યાગ કર્યો જ ?'

મેં કહ્યું, 'ના, બિંદુ, તારી ગમે તેવી દશા થાય તો પણ હું તને છેવટ સુધી નહિ છોડું.'

ત્રણ દિવસ ચાલ્યા ગયા. તમારા તાલુકાની પ્રજાએ ખાવા માટે તમને જે ઘેટું આપ્યું હતું, તેને મેં તમારી જઠરાગ્નિથી બચાવી મારા એક ઢાળીઆમાંની કોલસા રાખવાની ઓરડીના એક ખુણામાં બાંધ્યું હતું. સવારના પહોરમાં ઉઠી હું તેને ચારો નીરતી. તમારા ચાકર પર મેં એકાદ બે દહાડા એ બાબતનો ભાર નાખ્યો હતો, પરન્તુ તે તેને ખવરાવવા કરતાં પોતાના ખાવા તરફ વધારે લક્ષ આપતો એ જોઇ મેં એ કામ જાતે કરવાનું માથે લીધું હતું.

તે દિવસે સવારમાં એ ઘરમાં જઈ જોયું તો બિંદુ એક ખુણામાં છુપાઇ બેઠી હતી. મને જોતાં જ તે મારા બંને પગ પકડી નિઃશબ્દે રૂદન કરવા લાગી.

બિંદુનો પતિ ગાંડો હતો.

'ખરૂં કહે છે બિંદુ ?'

'આટલી ભયંકર વાત તમારી પાસે જૂઠી હોય તો કહું ? તે ગાંડા છે. સસરાજીની આ વિવાહમાં સંમતિ નહોતી, પરન્તુ તેઓ મારી સાસુજીને યમરાજ ધારતા હોવાથી ચુપ બેઠા. તેઓ વિવાહ પહેલાં કાશી ચાલ્યા ગયા છે. સાસુજીએ જીદ કરી પોતાના દીકરાને પરણાવ્યો છે.

હું કોયલાના ઢગલા પર બેસી ગઇ. બૈરી માણુસની બૈરી માણસને પણ દયા ન આવે. પરંતુ એ પણ બૈરાંની જાત ને ! છોકરો ભલેને હોય ગાંડો, છતાં તે પુરૂષ તો ખરોને.

બિંદુના પતિને ઉપરથી જોતાં કોઇ ગાંડો કહી શકે તેમ નહોતું, પરન્તુ કોઇ કોઇ દિવસ તે એવો ગાંડો બની જતો કે તેને બંધ ઓરડામાં પુરી રાખવો પડતો. વિવાહની રાત્રે તે સારો હતો, પરંતુ

આખી રાતનું જાગરણ વગેરે ઉત્પાતથી બીજે દિવસે તેનું માથું ખરાબ થઈ ગયું. બિંદુ બપોરે પિત્તળની થાળીમાં ભાત ખાવા બેઠી હતી. અકસ્માત તેના પતિએ થાળી સહિત ભાત ઉપાડી આંગણામાં ફેંકી દીધા. એકાએક તેના મગજમાં એવું આવ્યું કે બિંદુ તો રાણી રાસમણી છે; નોકરે નક્કી તેને ખાવા માટેની સોનાની થાળી ચોરી લીધી છે અને પોતાની થાળીમાં તેને ખાવાનું આપ્યું છે. તેના ગુસ્સાનું આ મોટું કારણ હતું. બિંદુ તો બિચારી ભયથી મરવા પડી. ત્રીજે દિવસે રાત્રે જ્યારે સાસુએ તેને પતિના ઘરમાં જઇ સુવાનું જણાવ્યું, ત્યારે તેનો જીવ થરથર કંપવા લાગ્યો. તેની સાસુનો મિજાજ બહુ ખરાબ હતો, ગુસ્સે થાય ત્યારે તેને ભાન રહેતું નહિ. તે પણ ગાંડી હતી, પણ પુરી ગાંડી ન હોવાથી વધારે ભયંકર હતી. બિંદુને પતિના ઓરડામાં જવું પડયું. પતિ તે રાતે ડાહ્યો થઇ ગયો હતો. પરંતુ બિંદુ બીકની મારી લાકડું બની ગઇ હતી. સ્વામી જ્યારે ઉંઘતો હતો ત્યારે મોડી રાતે તે બહુ જ યુક્તિપુરઃસર ત્યાંથી નાસી છૂટી હતી. તે સંબંધી વિસ્તારથી લખવાની કંઇ જરૂર નથી.

તિરસ્કારથી, ગુસ્સાથી મારૂં શરીર સળગી જવા લાગ્યું. મેં કહ્યું, 'આવી છેતરપીંડીથી થએલું લગ્ન લગ્ન જ ન કહેવાય. બિંદુ તું જેમ હતી તેમ મારી પાસે જ રહે. જોઉં તો ખરી કે તે લોકો તને કેમ લઈ જઈ શકે છે.'

તમે કહ્યું, ' બિંદુ જૂઠું બોલે છે. '

મેં કહ્યું, ' એ કદી જૂઠું બોલી નથી. '

તમે કહ્યું, ' કઇ રીતે જાણ્યું ? '

મેં કહ્યું, ' મેં નક્કી સત્ય જાણ્યું છે. '

તમે બીક બતાવી કે બિંદુના સાસરા તરફથી ફોજદારી થશે તો આપણે ભારે મુશીબતમાં આવી પડશું.

મેં કહ્યું, ' છેતરામણી કરી ગાંડા વરની સાથે તેનો વિવાહ કરવામાં આવ્યો છે એ વાત શું કોરટ નહિ સાંભળે ? '

તમે કહ્યું, ' ત્યારે શું આ બનાવને કોરટે ચડાવવો છે ? એટલી બધી શું આપણને પડી છે તે ?

મેં કહ્યું, ' હું મારાં પોતાનાં ઘરેણાં વેચી જે કરવાનું છે તે કરીશ. '

તમે કહ્યું, ' વકીલને ઘેર જશે કે ? '

આ પ્રશ્નનો જવાબ નહોતો. કપાળ કૂટી બેસી રહ્યા સિવાય બીજું હું શું કરી શકું ?

મારૂં એવું તે શું જોર હતું તે હું જાણતી નથી. પરંતુ કસાઇના હાથમાંથી જે ગાય નાસી આવી મારા આસરે રહી હતી, તેને પોલિસની તાકીદથી વળી તેજ કસાઈના હાથમાં પાછી સોંપવી પડશે એ વાત કોઇ પણ રીતે મારા મનમાં ઉતરતી નહોતી. મેં સ્પર્દ્ધાથી કહ્યું, ' તો જાઓ, દ્યો પોલિસને ખબર ! '

આટલું કહી મેં ધાર્યું કે બિંદુને હવે મારા સુવાના ઓરડામાં આણી ઓરડે તાળું મારી નિરાંતે બેસું. પણ ભાળ કાઢતાં બિંદુનો પત્તો લાગ્યો નહિ. તમારી સાથે વાદવિવાદ ચાલતો હતો ત્યારે બિંદુ પોતે પોતાની મેળે તેના જેઠને ઘેર ચાલી ગઇ હતી. તે સમજી ગઇ હતી કે આ ઘરમાં જો તે રહેશે તો મને ભારે વિપત્તિમાં આણી મૂકશે.

અધવચથી નાસી જઇ બિંદુએ પોતાનું દુઃખ ઉલટું વધાર્યું. તેની સાસુ કહેતી હતી કે મારો દીકરો કંઇ તેને ખાઈ જતો નથી. ખરાબ પતિના દાખલા કંઇ સંસારમાં ઓછા નથી, તેની સાથે તુલના કરતાં તો મારો દીકરો સોનાના ચંદ્ર જેવો છે.

મોટી વહુએ કહ્યું, ' એનું નસીબ જ વાંકું ! આપણે તે શું કરીએ ? ગાંડો કે ઘેલો, ગમે તેવો પણ પતિ તો ખરોને ! '

કોઢીઆને ખાંધે ચઢાવી તેની સ્ત્રી તેને વેશ્યાને ઘેર જાતે પહોંચાડી આવી હતી; સતી સાધ્વીનું એ દૃષ્ટાંત તમારા મનમાં જાગ્રત હતું; જગતમાંની અધમમાં અધમ કાયરતાની આ વાર્ત્તા કેલા-

વતાં તમારા જેવા પુરુષોને હજુ સુધી જરાયે સંકોચ થયો નથી. અને તે માટે જ માનવજન્મ લીધો છતાં બિંદુના વ્યવહારથી તમે ગુસ્સે થાઓ છો, તમારૂં માથું નીચું થતું નથી. બિંદુને ખાતર મારી છાતી ફાટી ગઇ પણ તમારે ખાતર મને શરમની હદ રહી નહિ. હું તો ગામડિયણ ખરી, તે ઉપરાંત તમારા ઘરની વહુ. ભગવાને કઇ ફાટ મારફત મને આવી બુદ્ધિ આપી? તમારી આ બધી ધર્મની વાત હું કોઇ પણ રીતે સહન કરી શકતી નથી!

હું નક્કી જાણુતી હતી કે મરી જાય તો ભલે, પણ બિંદુ હવે આપણા ઘરમાં કદી આવવાની નથી. પરંતુ મેં તો તેને વિવાહને આગલે દિવસ આશા આપી હતી કે તેને હું છેવટ સુધી નહિ છોડું. મારો નાનો ભાઇ શરત કલકત્તામાં ભણતો હતો; તમે તો તેને ઓળખો જ છો કે તે દરેક પ્રકારના વોલન્ટિયરના કામમાં, પ્લેગના ભાગમાં ઉંદર મારવામાં, દામોદર નદીની રેલમાં મદદે ધાવામાં એટલો બધો ઉત્સાહ બતાવે છે કે તેને લીધે ઉપરાઉપર બે વખત એફ. એ. ની પરીક્ષામાં નાપાસ થયો છતાં એવાં કાર્યથી દૂર રહેતો નથી. મેં તેને બોલાવી કહ્યું, ' શરત, મને બિંદુના સમાચાર મલે એવી ગોઠવણ કરી આપવી પડશે. બિંદુ મને કાગળ લખવાનું સાહસ કરી શકશે નહિ, લખશે તો પણ તે મને મળશે નહિ. '

આવાં કામ કરતાં તેને મેં કહ્યું હોત કે તું મને બિંદુને ગમે ત્યાંથી લાવી આપ અગર તેના ગાંડા પતિનું માથું ભાંગી નાંખ તો તે બહુ ખુશી થાત!

શરતની સાથે વાતચીત કરૂં છું એવામાં તમે ઓરડામાં આવી કહ્યું, ' વળી શાની ચળવળ માંડી છે?'

મેં કહ્યું, ' એ જ કે જે મૂળથી જ માંડી છે, મારી સાથે જ તમારા ઘરમાં લાવી છું, પરંતુ એ બધી તમારી જ કીર્તિ છે.'

તમે પૂછ્યું, ' બિંદુને વળી ક્યાંક છુપાવી છે?'

મેં કહ્યું, ' બિંદુ જો આવી હોત તો નક્કી તેને છુપાવી

રાખત, પરંતુ તે હવે આવવાની નથી. તમારે બ્હીવાનું કંઇ કારણ નથી.'

શરતને મારી પાસે જોઇ તમારો શક વધી ગયો. હું જાણતી હતી કે શરત આપણે ઘેર આવજા કરે તે તમે બીલકુલ પસંદ કરતા નથી. તમને બ્હીક હતી કે તેના પર પોલિસની નજર છે. કોઈ દિવસે એ કોઇ એક રાજનૈતિક મામલામાં પડશે ત્યારે તમને પણ સાથે સંડોવશે. એ ખાતર જ મેં તેને ભાઈબીજને રોજ નોતરવો પણ બંધ કર્યો હતો.

તમારી પાસે સાંભળ્યું કે બિંદુ વળી ભાગી છે, તેથી આપણે ઘેર તેનો જેઠ ખબર કાઢવા આવ્યો છે. આ સાંભળી મારી છાતીમાં બાણ વાગ્યું. અભાગણીને કેટલું અસહ્ય દુઃખ હશે તે હું બરાબર સમજી છતાં કંઇ પણ કરવાનો રસ્તો નહોતો.

શરત સમાચાર લેવા દોડયો. સંધ્યાકાળ વખતે આવી તેણે મને કહ્યું, ' બિંદુ તેના પિતરાઈ ભાઇઓને ઘેર ગઇ હતી, પરંતુ તેઓએ ભારે ઝઘડો કરી તેને પાછી સાસરે પહોંચાડી દીધી. આમ કરતાં તેઓને જે કંઇ તસ્દી અને ગાડીભાડું વેઠવું પડયું છે તેનો અફસોસ તેઓના મનમાંથી હજુ ગયો નથી.

તમારી કાકી શ્રીક્ષેત્રની યાત્રા કરતાં જતાં હતાં, રસ્તામાં તમારે ઘેર આવી ઉતર્યાં હતાં. મેં તમને કહ્યું, ' હું પણ જાત્રા કરવા જઇશ.'

એકાએક મારી બુદ્ધિ આમ ધર્મને માર્ગે વળી જોઇ તમે એટલા બધા ખુશી થયા કે આ માગણી તરફ જરાયે વાંધો ન લીધો. અલબત તમને એમ પણ હશે કે અત્યારે હું જો કલકત્તામાં રહીશ તો બિંદુ ખાતર વળી કંઇક ફિસાદ વહોરી લઈશ. હું તમને કંટકની માફક ખુંચતી હતી.

બુધવારે અમારે જવાનું હતું. રવિવારે .વું નક્કી થયું હતું. મેં શરતને બોલાવી કહ્યું, ' ગમે તે રીતે તું બુધવારે બંદુને જગન્નાથપુરી જવાની ગાડી પર ચઢાવી દેજે !

શરતના મુખડા પર પ્રસન્નતા ફેલાઇ ગઇ. તે બોલ્યો, 'બ્હેન, હું તેને ઠેઠ જગન્નાથ દેવના મંદિર સુધી પહોંચાડી જઇશ. મારે પણ એ દેવાધિદેવનાં દર્શન થશે.'

તે જ સાંજે શરત વળી પાછો આવ્યો. તેનું મુખ જોતાં મારી છાતી ભરાઇ આવી. મેં કહ્યું, 'શરત, શું સગવડ થાય તેમ નથી?'

'ના.'

મેં કહ્યું, 'શું તું તેને રાજી કરી શકયો નહિ. ?'

તેણે કહ્યું, 'તેમ કરવાની જરૂર હવે રહી નથી. કાલ રાત્રે તેણે લુગડાં સળગાવી આપઘાત કર્યો છે. મેં ખબર મેળવી છે કે તે તમારા નામની એક ચિઠી મૂકી ગઇ હતી પણ તેઓએ એનો નાશ કર્યો છે.'

'ચાલો, શાંતિ થઇ!'

આખો દેશ ગુસ્સે થઇ ગયો; કહેવા લાગ્યો, 'બૈરાંઓ માટે કપડાં સળગાવી બળી મરવું એ આજકાલની ફેશન થઇ પડી છે.'

તમે કહ્યું, 'આ બધું નાટક!' તે હશે. પરંતુ નાટકનો તમાસો કેવળ બંગાળી છોકરીઓની સાડી ઉપર કેમ થાય છે? અને બંગાળી વીર પુરુષોના ધોતીઆના છેડા ઉપર કેમ થતો નથી એ વાત પણ વિચારવા જેવી છે.

બિંદુનું નસીબ બળેલું ખરૂં! જ્યાંસુધી જીવતા હતા ત્યાંસુધી રૂપગુણની આબરૂ નહોતી, મરતી વેળા પણ તેને એટલું ન સૂજ્યું કે ખૂબ વિચાર કરી એવી નવીન પદ્ધતિસર મરૂં કે દેશના પુરુષો ખુશી થઇ તાલીઓ પાડે! મર્યા પછી પણ તેણે લોકોને ગુસ્સે કર્યા.

મોટી બ્હેન ઘરમાં છુપાઇ રડયાં. પરંતુ એ રૂદનમાં એક સાન્ત્વનનો સૂર હતો. 'ગમે તેમ થયું પણ બિંદુ બિચારી છૂટી! મરણ શાનું દુઃખદાયક! જો એ જીવતી હોત તો તેના પર કેટલું વીતત!'

હું તીર્થમાં આવી છું. બિંદુને તો હવે આવવાની જરૂર રહી નહોતી, પણ મારે હતી.

દુઃખ કહેતાં લોકો જે કંઇ સમજે છે તે તો તમારા સંસારમાં મને ન હતું. તમારા ઘરમાં ખાવાપીવાનું, પહેરવાઓઢવાનું કમ ન હતું; તમારા ભાઇનું ચારિત્ર ગમે તેવું હોય, પણ તમારા ચારિત્રમાં એવો કંઇ દોષ ન હતો કે હું વિધાતાને ગાળો આપી શકું. જો કે તમારો સ્વભાવ તમારા ભાઇ જેવો હોત તો પણ કદાચ સામાન્ય રીતે મારા દિવસો આવી જ રીતે જાત; અને મારી સતીસાધ્વી શોકયની માફક પતિદેવતાના દોષ ન જોતાં વિશ્વદેવતાને જ હું બધા દોષનો ટોપલો ઓઢાડવાનો પ્રયત્ન કરત. માટે તમારા નામ પર હું કોઇ પણ જાતની ફરિયાદ નોંધાવવા માગતી નથી. મારી આ ચિઠ્ઠી પણ એ ખાતર જ છે.

પરંતુ હું હવે તમારી એ સત્તાવીશ નંબરની માખન બડાલની ગલ્લીમાં પાછી ફરવાની નથી. મેં બિંદુને જોઈ છે. સંસારમાં બૈરી માણસની ઓળખાણ મેં બરાબર મેળવી લીધી છે. હવે મને તેની જરૂર રહી નથી.

ત્યાર બાદ એ પણ જોવું છે કે બૈરી છતાં ભગવાન એને તજતો નથી. એના ઉપર તમારી ગમે તેટલી સત્તા ભલેને હોય પણ એ સત્તાને પણ છેડો છે. એ આપના હતભાગી માનવજન્મ કરતાં મહાન છે. તમે તમારી ઇચ્છા મુજબ, તમારા રિવાજ વડે એના જીવનને હંમેશને માટે પગના તળીઆ નીચે ચગદી રાખો એટલા તમારા પગ લાંબા નથી! મરણ તમારા કરતાં મહાન છે. એ મરણમાં તે મહાન છે. ત્યાં બિંદુ કેવળ બંગાળી ઘરની છોકરી નથી, કેવળ પિતરાઇ ભાઇઓની બ્હેન નથી, કેવળ અજાણ્યા ગાંડા પતિની છેતરાએલી પત્ની નથી; ત્યાં તે અનંત છે.

એ મરણની વાંસળી એ બાલિકાના ભાંગેલા હૃદયમાં થઇ મારા જીવનની યમુના કિનારે જે દિવસે વાગી તે દિવસે મારી

છાતીમાં બાણ વાગ્યું હોય એવો ભાસ થયો. વિધાતાને પૂછ્યું કે જગતમાં જે કંઈ સૌથી તુચ્છ છે તે જ બધા કરતાં કઠણ શા માટે? આ ગલ્લીની વચ્ચે આવેલા, આ ચોમેર દિવાલથી ઘેરાએલા નિરાનંદનો અતિ સામાન્ય પરપોટો આવો ભયંકર કેમ? તમારૂં જગત તેની છ ઋતુઓનું અમૃતપાત્ર હાથમાં લઇ ગમે તે રીતે બોલાવે છતાં એક ક્ષણને ખાતર પણ હું આ અંતઃપુરના, આ નાના સરખા ચોકને કેમ ઓળંગી શકતી નથી? તમારી આવી પૃથ્વી પર મારૂં આવું જીવન વહી આ તુચ્છ ચુના માટીની દિવાલો વચ્ચે મારે કેમ પળેપળ દગ્ધ થવું પડે છે? કેટલી તુચ્છ માટી આ પ્રતિદિવસની જીવનયાત્રા, કેટલા તુચ્છ એના બધા બાંધેલા નિયમો, બાંધેલી ટેવો, બાંધેલા શબ્દો, એ બધો મૂઢ માર! છતાં છેવટ સુધી આ દીનતામય નાગપાશ બંધનની જ જીત થવાની—અને હાર થઇ તમારી પોતાની સૃષ્ટિ એ આનંદલોકની?

પરંતુ મૃત્યુની વાંસળી વાગવા લાગી, ક્યાં છે રાજમિસ્ત્રીએ બાંધેલી દિવાલ, ક્યાં છે તમારા ભયંકર કાયદા વડે બાંધેલી કાંટાની વાડ; કે જે કોઇ પણ દુઃખ, કોઇ પણ અપમાનમાં મનુષ્યને સદાને માટે બંદીવાન રાખી શકે છે? એ રહી મૃત્યુના હાથમાં જીવનની ઉડતી જયપતાકા! અરે નાની વહુ, તું બ્હીશ નહિ! તમારી નાની વહુનું ખોળીઉં જુદું થતાં એક નિમેષ પણ લાગશે નહિ!

તમારી ગલ્લીનો હવે હું ભય રાખતી નથી. મારી સામે આજે નીલ સમુદ્ર ઘુઘવે છે. મારા માથા ઉપર આષાઢ માસની ઘનઘટા છવાઇ રહી છે.

તમારી ટેવોના અંધકારમાં મને ઢાંકી રાખી હતી. થોડીવારને માટે બિંદુએ આવી એ આવરણના છિદ્ર દ્વારા મને જોઈ લીધી હતી, એ જ છોકરીએ પોતાના મૃત્યુ વડે મારૂં આવરણ તદ્દન કાપી નાખ્યું છે, આજ બહાર આવી જોઉં છું કે મારૂં ગૌરવ રાખવાની જગા નથી. મારૂં આ અનાદૃત રૂપ જે આંખને સારૂં લાગે છે, તે સુંદર

સમસ્ત આકાશ વડે મને જુએ છે. આ વખતે તમારી નાની વહુ ડૂબી છે.

તમે ધારતા હશો કે હું મરવા જાઉં છું. બ્હીતા નહિ, એવી મશ્કરી તમારી આગળ હું નહિ કરૂં. મીરાંબાઇ પણ મારી માફક બૈરી માણસ હતી. તેની બેડી પણ કંઇ ઓછી મજબૂત નહોતી, તેને બચાવવા માટે મરણની સહાય લેવી પડી નહોતી. મીરાંબાઇ તેના ગીતમાં કહે છે કે, 'ભલેને બાપ તજી દે, મા તજીદે, બધાં છોડી દે; પરંતુ મીરાં તો પ્રભુની જ સેવામાં લાગી રહી છે. જે થવાનું હોય તે થાઓ !' આમ લાગી રહેવું એનુંજ નામ જીવતું રહેવું.

હું પણ તેની પેઠે જીવીશ. અને ખરેખર હું બચી છું.

તમારા ચરણતલના આશ્રય નીચેથી
છૂટી પડેલી
મૃણાલ.



# મણિમાલિકા

એ જર્જરિત ઘાટ પર મારી બોટે લંગર કર્યું હતું. તે વખતે સૂર્યાસ્ત થઇ ચૂકયો હતો.

બોટ ઉપર બેઠો બેઠો ખલાસી નમાજ પઢતો હતો. પશ્ચિમ દિશાના જવલંત આકાશપટ ઉપર તેની નીરવ ઉપાસના ક્ષણે ક્ષણે છબીની માફક અંકાતી જતી હતી. સ્થિર, રેખાહીન નદીના પાણી ઉપર ભાષાતીત અસંખ્ય વર્ણછટા જોતજોતામાં ફીકી બની વિલિન બની જતી હતી.

સામે એક વિશાળ હવેલી હતી. તેનાં બારીબારણાં ભાગી ગયાં હતાં. ભીંતો નમી ગઈ હતી, તેની પાસે એક વિશાળ પીપળો હતો. તેની નીચે બેઠો બેઠો હું આ બધો દેખાવ જોઇ ગ્લાનિ પામતો હતો. મારી આંખમાં જરા જરા ઝળઝળિયાં આવી જતાં હતાં. એવામાં અકસ્માત માથાથી પગ સુધી ચમકી ઉઠી સાંભળ્યું કે 'આપનું આગમન ક્યાંથી થયું ?'

મેં જોયું કે સવાલ પૂછનાર ઓછો ખોરાક મળવાથી દુર્બળ બની ગયો છે, ભાગ્યલક્ષ્મી સદાને માટે તેનો તિરસ્કાર કરી ચાલી ગઇ છે. બંગાળામાંના ઘણાખરા પરદેશી નોકરના જેમ એક પ્રકારના જીર્ણ સંસ્કાર વિનાના ચહેરા હોય છે તેવો જ ચહેરો આ માણસનો

પણ હતો. ધોતિયા ઉપર એક મેલું, તેલના ડાઘાવાળું ખુલ્લાં બટન-વાળું અચકન હતું. નોકરી પરથી જાણે તાજો છૂટયો ન હોય એવો એનો દેખાવ જણાતો હતો; અને એ વખતે કંઇક નાસ્તો ખાવાની જરૂર હતી, ત્યારે એ અભાગિયો નદી કિનારે કેવળ ખાલી હવા ખાવા આવી ચઢયો હતો.

આગંતુકે પગથિયાં પાસે આસન ગ્રહણ કર્યું. મેં કહ્યું, 'હું રાંચિથી આવું છું.'

'ત્યાં શું કરો છો?'

"વેપાર કરૂં છું.'

"શાનો વેપાર?'

'હરડે, રેશમ ને કાઠીનો.'

'નામ શું?'

થોડો વિચાર કરી મેં ગમે તે એક નામ આપ્યું. પરંતુ તે નામ મારૂં પોતાનું નહોતું.

એ ગૃહસ્થનું હજુ કુતૂહલ ન મટયું. તેણે ફરીથી પ્રશ્ન પૂછયો, 'આપ અહીં શા માટે પધાર્યાં છો?'

મેં કહ્યું, 'હવાફેર માટે.'

તેને નવાઇ લાગી. તેણે કહ્યું, 'ભાઇ, આજ લગભગ છ વર્ષથી અહીંની હવા અને તે સાથે દરરોજનું પંદર ગ્રેન લેખે કિવનાઇન ખાઉં છું છતાં તેનું પરિણામ કંઇ જણાતું નથી.'

મેં કહ્યું, 'પરંતુ એ વાત તો આપને માનવી જ પડશે કે રાંચિ કરતાં અહીંની હવામાં ઘણો ફેરફાર છે.'

તેણે કહ્યું, 'હાજી, એ વાત ખરી, આપ કયાં રહેવાના છો?'

મેં ઘાટ પાસે આવેલી પેલી જુની હવેલી બતાવી કહ્યું, 'આ મકાનમાં.'

મને લાગ્યું કે એ માણસને એવો શક ગયો કે મને એ જીર્ણ હવેલીમાંના ગુપ્ત ધનનો પત્તો મળ્યો છે. પરંતુ તેણે એ સંબંધમાં

કંઇ વાત ન કરતાં આજથી પંદર વર્ષ પહેલાં એ મકાનમાં બનેલી એક ઘટનાનો વિસ્તાર પૂર્વક ઉલ્લેખ કર્યો.

આ માણસ અહીંની સ્કુલનો મહેતાજી હતો. તેના ભૂખ્યા અને રોગથી દુર્બળ થઈ ગએલા વદનમંડળ પર મોટી મોટી આંખોની એકજોડ હાડકાના ગોખલામાં અસ્વાભાવિક ઉજ્વલતાથી ચમકતી હતી. તેને જોતાં જ અંગ્રેજ કવિ કોલરિજના પ્રાચીન નાવિકની સ્મૃતિ થઇ આવી.

ખલાસી નમાજ પછી રાંધવામાં રોકાયો. અંધકાર વીંટળાઈ વળ્યો હતો. એ અંધકારમાં પેલી જનમાનવ શૂન્ય હવેલી પોતાની પૂર્વાવસ્થાના પ્રચંડ પ્રેતમૂર્તિના રૂપમાં નિસ્તબ્ધ ઉભી હતી.

મહેતાજીએ કહ્યું, ' હું આ ગામમાં આવ્યો તે પહેલાં લગભગ દસેક વર્ષ અગાઉ આ મકાનમાં ફણિભૂષણ સાહા નામનો એક માણસ રહેતો હતો. તે તેના વાંઝિયા કાકા દુર્ગામોહન સાહાનો વિશાળ કારભાર અને સંપત્તિનો વારસ બન્યો હતો.

પરંતુ તેને ચાલુ જમાનાએ પૂરેપૂરો ઘેર્યો હતો. તે સારૂં ભણ્યો હતો. જોડા સહિત સાહેબ લોકોની ઓફિસમાં જઇ સંપૂર્ણ શુદ્ધ અંગ્રેજી બોલતો હતો. તે ઉપરાંત વળી તે દાઢી રાખતો એટલે સાહેબ વેપારીઓ પાસે તો ઉન્નતિની સંભાવના જ નહોતી. તેને જોતાં જ નવીન બંગાલી તરીકે સામો માણુસ તેને જલદી ઓળખી કાઢતો.

તેમાં વળી ઘરમાં પણ એક વાંધો હતો. તેની બૈરી બહુ સુંદર હતી. એક તો કોલેજમાં ભણેલો તેમાં વળી સુંદર સ્રી મળી. આથી જુના જમાનાની ચાલચલગત તો તેના ઘરમાં રહીજ નહિ. જરા માંદગી આવે કે તરત આસિસ્ટંટ સર્જનને બોલાવવામાં આવતો. ખાવુંપીવું, પહેરવુંઓઢવું વગેરેમાં પણ એ જ પ્રમાણમાં ખર્ચ વધતો જતો હતો.

આપ નક્કી પરણેલા હશો; માટે આ વાત તમને સમજાવવી નહિ પડે; કે સામાન્ય રીતે સ્રીજાતિ કાચી કેરી, મરચાં અને કડુ સ્વાદને વધારે ચાહે છે. જે દુર્ભાગી પુરૂષ પોતાની બૈરીના પ્રેમથી

વંચિત રહે છે તે કદરૂપો અથવા નિર્ધન હોય એવું બનતું નથી, પણ તે તદ્દન નિર્દોષ હોય છે એ વાત તદ્દન સાચી છે.

જો પૂછો કે આમ કેમ બનતું હશે તો તેના સંબંધમાં પણ મેં પુષ્કળ વિચાર કર્યો છે. જેનું જે કામ હોય, જેનામાં જે શક્તિ હોય તેની ચર્ચા કર્યા સિવાય એ રહી શકે નહિ. શીંગડાંને તીણાં બનાવવા માટે હરણ કઠણ ઝાડની ડાળ શોધે છે, કેળની સાથે શીંગડાં ઘસવાથી તેને સુખ ઉપજતું નથી. નર–નારીનો ભેદ શરૂ થયો ત્યારથી માંડી સ્ત્રીજાતિ ઉછાંછળા પુરુષોને નાના પ્રકારની યુક્તિથી ભુલાવી વશ કરવાની વિદ્યા પ્રાપ્ત કરતી આવે છે. જે પતિ વશ બની બેસી રહે તેની સ્ત્રી બિચારી બેકાર બને છે. તેઓને તેની દાદીઓ પાસેથી મળેલાં સેંકડો વર્ષથી સજાવેલાં ઉજ્વલ વસ્ત્રાસ્ત્ર, અગ્નિબાણ અને નાગપાશબંધન અફળ નીવડે એ ગમતું નથી.

સ્ત્રીજાતિ પુરુષને ભુલાવી પોતાની શક્તિ વડે પ્રેમ પ્રાપ્ત કરી લેવા ચાહે છે. સ્વામી જો ભલો માણસ બની એ તક તેને ન આપે તો તેનું અદષ્ટ ખરાબ બને છે અને સ્ત્રીનું તો તેથી પણ વધુ ખરાબ બને છે.

નવીન સંસ્કૃતિની કેળવણીનો મંત્ર ભણી પુરુષે પોતાનો સ્વભાવસિદ્ધ વિધાતાદત્ત મહાન જંગલીપણાનો સિદ્ધાંત ગુમાવી આધુનિક દામ્પત્ય સંબંધને શિથિલ કરી મૂક્યો છે. અભાગિયો ફણિભૂષણ આધુનિક સંસ્કૃતિના યંત્રમાંથી અત્યંત ભલો માણસ બની બહાર પડયો હતો અને તેથી વેપારમાં તેમ જ દામ્પત્યમાં પોતાની જાતને સફળ કરી શક્યો નહિ.

ફણિભૂષણની સ્ત્રીનું નામ હતું મણિમાલિકા. વિના પ્રયત્ને આદરમાન, વિના રૂદને બનારસી સાડી અને વિના કલહે બાજુબંધ પ્રાપ્ત કરી તે પોતાનાં હથિયારો વાપરી શકતી ન્હોતી. આ પ્રમાણે તેની સ્ત્રીપ્રકૃતિ અને તે સાથે તેનો પ્રેમ નિશ્ચેષ્ટ બની ગયાં હતાં. તે કેવળ ગ્રહણ કરતી, કંઇ આપતી નહિ. તેનો નિર્દોષ પતિ માનતો હતો કે

દાન એ જ પ્રતિદાન પામવાનો ઉપાય છે. એ બિચારો તદ્દન ઉલટું સમજ્યો હતો.

તેનું પરિણામ એ આવ્યું કે એ પતિને કેવલ પોતાને માટે બનારસી સાડી અને બાજુબંધ પુરા પાડવાનું યંત્ર માનવા લાગી. યંત્ર પણ એવું સુંદર કે જેમાં કોઇ પણ દિવસ તેલ પુરવાની જરૂર પડે નહિ.

ફણિભૂષણની જન્મભૂમિ ફુલબેડેમાં હતી. વેપાર ધંધો અહીં ચાલતો હતો. કામ સબબ અહીં જ તેને ઘણોખરો સમય ગુજારવો પડતો હતો. જન્મભૂમિમાં મા બાપ નહોતાં. પણ ફોઇ, માસી અને બીજાં ચાર પાંચ માણસો રહેતાં હતાં. પરંતુ ફણિભૂષણ કંઇ પોતાની સુંદર સ્ત્રી એમને માટે પરણ્યો નહોતો. આથી એ કુટુંબી જનો પાસે બૈરીને ન રાખતાં આ વેપાર ધંધાના મથકે પોતાની પાસે જ રાખતો હતો. તો પણ બીજા હકો કરતાં સ્રીહક એટલા પુરતો જ જુદો પડે છે કે બૈરીને કુટુંબથી જુદી પાડી પોતાની સાથે રાખીએ તો પણ તેનો પ્રેમ વધારે પ્રમાણમાં મેળવી શકાતો નથી.

બૈરી બહુ બોલકી નહોતી. પાડોશી સાથે પણ બહુ ભળતી નહોતી. વ્રતાદિ સબબ એકાદ બ્રાહ્મણને જમાડવા અગર ભજન ગાનારી વૈષ્ણવીને બે પૈસા આપવા એ વાત એનાથી કદી બનતી નહોતી. તેને હાથે એકેય ચીજ થતી નહોતી; કેવળ પતિના પ્રેમ સિવાય તેને જે કંઇ મલતું તે બધું જમા થઇ રહેતું. નવાઇની વાત એ હતી કે તે પોતાની અપહૃત યૌવનશ્રીમાંથી પણ લેશ માત્ર અપવ્યય થવા દેતી નહિ. લોકો કહે છે કે તેને ચોવીસ વર્ષ થયાં હતાં છતાં તે હજુ ચાદ વર્ષની હોય એવી દેખાતી હતી. જેઓનું હૃદય બરફનો પીંડો છે, જેઓની છાતીમાં પ્રેમની જ્વલા સળગતી નથી, તેઓ બનતાં સુધી લાંબા કાળ સુધી તાજાં રહી શકે છે. તેઓ કૃપણની માફક બહાર ને અંદર પોતાને જમાવી રાખે છે.

બહુ ફાલેલી, સતેજ લતાની માફક વિધાતાએ મણિમાલિકાને પણ

નિષ્ફલ બનાવી રાખી હતી. તેને સંતાન સુખથી વંચિત રાખી હતી. અર્થાત્ વિધાતાએ તેને એવું કંઇ આપ્યું નહોતું કે જેને તે પોતાની પેટીમાં પડેલાં ઝવેરાતથી વધારે કીંમતી માની શકે. જે વસન્ત ઋતુના સવારના બાલસૂર્યની માફક પોતાના કોમળ તાપ વડે તેના હૃદયના બરફપિંડને પીગળાવી સંસાર ઉપર સ્નેહસરિતા વહેવરાવે.

પરંતુ મણિમાલિકા કામકાજ કરવામાં ધીંગી હતી. નોકરચાકરની તેને બહુ જરુર પડતી નહિ. જે કામ પોતાથી બની શકે તે કરવા સબબ બીજો પગાર લઈ જાય એ તેને ગમતું નહિ. તે કોઈની ચિંતા કરતી નહિ, કોઇને પણ ચાહતી નહિ, કેવળ કામ કરતી અને સંગ્રહ કરતી, એ ખાતર તેને રોગ, શોક, ઉચાટ વગેરેમાંનું કંઈ સ્પર્શતું નહિ; અપરિમિત તંદુરસ્તી, અવિચલ શાંતિ અને સંચય કરી રાખેલી સંપત્તિઓ પર એ બળપૂર્વક બિરાજતી.

ઘણાખરા પતિદેવોને માટે એ જ યથેષ્ટ ગણાય; યથેષ્ટ કેમ, દુર્લભ ગણાય. શરીરમાં કેડ નામનો એક ભાગ છે તે કટિવેદના વિના કદી ખ્યાલમાં આવતો નથી. તેમ ઘરના આશ્રયરૂપ એક સ્ત્રી છે; એ પ્રેમની તાડનાથી ડગલે ડગલે અને ચોવીસે કલાક અનુભવવું એનું જ નામ સંસારની કટિવેદના! તદ્દન પાતિવ્રત્ય સ્ત્રીને માટે એ ગૌરવનો વિષય છે, પરંતુ પતિને માટે આરામદાયક નથી એવો મારો મત છે.

ભાઈ, સ્ત્રીનો પ્રેમ બરાબર કેટલો મળ્યો, કેટલો ઓછો પડયો વગેરે બાબત અતિ સૂક્ષ્મ કાંટા વડે દરરોજ તોળ્યા કરવાનું કામ શું પુરુષનું છે? સ્ત્રી તેનું કામ કરે ને હું મારૂં કામ કરૂં–ઘરનો હિસાબ આટલો જ હોવો જોઇએ. અવ્યક્તમાં કેટલું વ્યક્ત છે, ભાવમાં કેટલો અભાવ છે, સ્પષ્ટતામાં પણ કેટલા પ્રમાણમાં ઈસારા છે, અણું–પરમાણુમાં કેટલી વિપુલતા છે વગેરે તર્કબાજીની માફક પરસ્પર ચાહવાનું પ્રમાણ નક્કી કરવાની બોધશક્તિ વિધાતાપુરુષે મનુષ્યને આપી નથી આપવાની જરૂર પણ પડી નથી. પુરુષોના તલભાર અનુરાગ

વિરાગનાં લક્ષણો પરથી બૈરીઓ પ્રેમનું પ્રમાણ નક્કી કરવા બેસે છે. વાતચીતની મૂળ ઢબ અને મૂળ ઢબમાંથી મુદ્દાની વાત ચુંથી ચુંથીને બહાર પાડે છે. કારણ કે પુરુષનો પ્રેમ એ જ બૈરીઓનું બલ છે, તેઓના જીવન વ્યાપારની મૂળ મૂડી છે. એની જ હવાની ગતિ લક્ષમાં લઇ બરાબર વખતે બરાબર સુકાન ફેરવતાં તેઓની તરણી તર્યા કરે છે. એ માટે જ વિધાતાએ પ્રેમમાપક યંત્ર બૈરાંઓના હૃદયમાં ઢાંકી રાખ્યું છે, પુરુષને તેના અધિકારી કર્યા નથી.

પરંતુ વિધાતાએ જે આપ્યું નથી તે આજકાલ પુરુષો પ્રાપ્ત કરવા લાગ્યા છે. કવિઓએ વિધાતાની સાથે પ્રતિસ્પર્દ્ધા કરી એ દુર્લભ યંત્ર, એ દિગ્દર્શક યંત્રશલાકા નિર્વિચારે સર્વ સાધારણના હાથમાં આપી દીધું છે. આ બાબતમાં હું વિધાતાનો દોષ કાઢતો નથી. તેણે તો સ્ત્રીપુરુષને જુદાં જુદાં જ સરજ્યાં છે, પરંતુ સંસ્કૃતિમાં એ ભેદ હવે રહ્યો નથી. અત્યારે સ્ત્રી પણ પુરુષ બને છે; પુરુષ વળી સ્ત્રી બનવાની તૈયારી કરે છે; આથી સંસારમાંથી શાંતિ અને શૃંખલા રજા લેતાં જાય છે. અત્યારે વિવાહ પહેલાં પુરુષ સાથે વિવાહ કરૂં છું કે સ્ત્રી સાથે વિવાહ કરૂં છું એ કોઇ પણ રીતે નક્કી કરી શકાતું ન હોવાથી વરકન્યા બંનેનાં ચિત્ત શંકાથી ધડકે છે.

આપને કંટાળો લાગે છે! પરંતુ હું એકલો છું; સ્ત્રીથી ઘણો દૂર જઈ પડયો છું; દૂરથી સંસારનાં અનેક નિગૂઢ તત્ત્વો મનમાં ઉદય પામે છે. વળી આ બધાં તત્ત્વો વિદ્યાર્થીઓ પાસેથી રજૂ થાય નહિ, તેથી કથાપ્રસંગે આપને કહી દીધાં છે. આપ તેના પર વિચાર કરી જોશો.

ટુંકામાં કહેવાનું એટલું જ કે રસોઇમાં મીઠું ઓછું પડતું નહિ અને પાનમાં ચુનો વધારે થતો નહિ તોપણ ફણિભૂષણનું હૃદય કોણ જાણે કયો દુઃસાધ્ય ઉત્પાત્ત અનુભવતું હતું. સ્ત્રીનો કંઇ વાંક નહોતો. કંઇ ભૂલ નહોતી, છતાં પતિદેવને કંઇ સુખ નહોતું. તે પોતાની સહધર્મિણીના ખાલી ગુફા જેવા હૃદયમાં, કેવળ હીરા મોતીના દાગીના ફેંકતો પરંતુ એ બધાં જઇ પડતાં લોખંડની તીજોરીમાં—હૃદય તો ખાલીનું

ખાલી રહેતું. દુર્ગામોહન કાકા પ્રેમનું શાસ્ત્ર એટલું સૂક્ષ્મ રીતે સમજતા નહોતા, પ્રેમની માગણી કરવામાં વિહ્વળતા દર્શાવતા નહિ, આટલું મોટા પ્રમાણમાં કંઈ આપતા પણ નહિ, છતાં કાકી પાસેથી તેમને અગાધ બદલો મળતો. વેપારી બનવા જતાં નવીન બાબુ બન્યા સિવાય ચાલે નહિ તેમ સ્વામી બનવા જતાં પુરુષ બન્યા સિવાય ચાલતું નથી. આ વાતમાં સંદેહ પણ રાખવો નહિ.

બરાબર આજ વખતે પાસેની વાડમાંથી શિઆળવાં ઉંચે સાદે રડી ઉઠયાં. માસ્તર સાહેબની વાતચીત થોડીક મિનિટ માટે અટકી પડી. મને એવું લાગ્યું કે એ અંધારી સભાભૂમિ ઉપર કૌતુકપ્રિય શિયાળસંપ્રદાય સ્કુલ માસ્તરે કથેલી દામ્પત્યનીતિ સાંભળીને કે પછી નવીન સંસ્કૃતિથી દુર્બલ બનેલા ફણિભૂષણના આચરણને લીધે રહી રહીને અટ્ટહાસ્ય કરવા લાગ્યો. તેઓની લાગણીનો ધોધ શાંત થતાં, જલ અને સ્થલ બમણાં નિસ્તબ્ધ બની ગયાં. ત્યાર બાદ એ અંધકારમાં પોતાની વિશાલ ઉજ્વલ આંખો ચગાવતા ચગાવતા માસ્તર સાહેબ વાર્તા કહેવા લાગ્યા.

"ફણિભૂષણના ગુંચવણવાળા અને વિશાળ વેપારમાં અચાનક એક ભરનીંગળ ભરાયું. એ બનાવ કયો હતો તે મારા જેવા વેપાર ધંધાથી બીનવાકેફને માટે સમજવું તેમ સમજાવવું વ્યર્થ છે. ટુંકામાં કહું તો એ કે કોણ જાણે શા કારણથી બજારમાં તેની શાખ જાળવવાનું કામ કઠણ થઇ પડયું. જો ફક્ત પાંચ દિવસ માટે જ તે ગમે ત્યાંથી દોઢેક લાખ રૂપીઆ લાવી શકે, બજારમાં એકવાર વીજળીના ઝબકારની માફક એટલા રૂપીઆનો ચહેરો બતાવી દે તો તરત જ તેનો બેડો પાર થઇ જાય અને વેપાર પણ અગાઉની પેઠે ધમધોકાર ચાલે.

પરંતુ પૈસાની સગવડ થતી નહોતી. સ્થાનિક ઓળખીતા વેપારીઓ પાસેથી પૈસા ઉછીના લીધા છે; એવો લોકમત પ્રગટ થાય તો તેને બમણી હાનિ થાય, તેવું હોવાથી અજાણ્યે સ્થળેથી પૈસા ઉધાર લેવાની પેરવી કરવી પડતી હતી. અને તેવે સ્થળે તો પુરતી જામીનગીરી વિના નાણાં ન જ મળે.

ઘરેણાં ગીરો મૂકે તો આ બધી ઉપાધિમાંથી છુટાય. લખાણ-પટ્ટીમાં પણ તેમ બને તો કાળ ગુમાવવો ન પડે.

ફણિભૂષણ એક વાર સ્ત્રી પાસે ગયો, પોતાની સ્ત્રી પાસે ધણી જેમ સ્વાભાવિક રીતે જઇ શકે તેવી રીતે જવાની તાકાત ફણિભૂષણમાં નહોતી. તે દુર્ભાગ્યે પોતાની સ્ત્રીને એવી રીતે ચાહતો હતો કે, તેવો પ્રેમ કાવ્યનો નાયક પોતાની નાયિકા પ્રત્યે જ રાખી શકે; જે પ્રેમ બીતાં બીતાં ડગલાં ભરાવતો હોય અને બધી વાતો મોંમાંથી બહાર પડાવી શકતો ન હોય, જે પ્રેમનું પ્રબલ આકર્ષણ સૂર્ય અને પૃથ્વીના આકર્ષણની પેઠે વચ્ચે એક વિશાળ અંતર રાખતું હોય તે પ્રેમ શા કામનો ?

તોપણ આવી સ્થિતિમાં તો કાવ્યના નાયકને પણ પોતાની પ્રિયતમા પાસે હૂંડી, ગીરો, હેંડનોટ વગેરેનો પ્રસંગ રજૂ કરવો પડે છે; પરંતુ એમ કરતાં અવાજ અટકી પડે છે, વાકયો અધુરાં બોલાય છે, આવી સ્પષ્ટ કામની વાતમાં પણ લાગણીની જડતા અને વેદનાની ધ્રુજારી આવી પડે છે. અભાગિયો ફણિભૂષણ સ્પષ્ટ રીતે બોલી શકયો નહિ કે, અરે, મારે જરૂર પડી છે માટે તારાં ઘરેણાં આપ.

છેવટે વાત કહી તો ખરી પણ તે અતિ દુર્બળપણે. મણિ-માલિકાએ જ્યારે કઠણ મુખ કરી હા કે ના નો કંઇ જવાબ ન આપ્યો ત્યારે તેને એક અતિ સખત આઘાત થયો પણ તેણે સામો આઘાત ન કર્યો. કારણ કે પુરૂષને ઉચિત જંગલીપણું તેનામાં છાંટાભાર ન હતું. જે સ્થળે જોર કરી લઈ લેવાનું વાજબી હતું ત્યાં તે પોતાનો આતરિક ક્ષોભ પણ દબાવી બેઠો. જ્યાં પ્રેમ એ એક જ હક્ક છે, ત્યાં બળને કોઇ પણ રીતે પેસવા ન દેવું એવો તેનો વિચાર હતો. આ સંબંધમાં તેને જો ઠપકો આપવામાં આવત તો કદાચ તે આવો તર્ક કરત કે, બજારમાં જેમ ગેરવાજબી રીતે પણ મારી શાખ ન રહેતી હોય છતાં મને બજાર લૂંટી લેવાનો કંઈ અધિકાર મળી જતો નથી; તેમ મારી સ્ત્રી મને સ્વેચ્છાપૂર્વક વિશ્વાસ લાવી ઘરેણાં ન આપે તો હું તે જોરજૂલમથી ન લઈ શકું. બજારમાં જેમ શાખ,

તેમ ઘરમાં પ્રેમ. બાહુબલ તો કેવળ રણક્ષેત્રમાં જ ચલાવી શકાય. ડગલે ડગલે આવો સૂક્ષ્માતિસૂક્ષ્મ વિચાર કરવા માટે જ શું વિધાતાએ પુરૂષોને આવા ઉદાર, આવા બળવાન, આવા કદાવર બનાવ્યા હશે ? તેઓને શું બેડાં બેડાં અત્યંત સુકુમાર ચિત્તવૃત્તિને અતિશય ઝીણવટથી અનુભવવાનો અવકાશ છે અને શું એ બધું તેને શોભે પણ ખરૂં ?

ગમે તે હો પણ પોતાના ઉન્નત હૃદયના ગર્વથી સ્ત્રીનાં ઘરેણાંને હાથ ન અડકાડતાં ફણિભૂષણ બીજા કોઇ ઉપાયે પૈસા લાવવા માટે કલકત્તા ચાલ્યો ગયો.

સાધારણ રીતે સ્ત્રીને સ્વામી જેટલી ઓળખે, તેના કરતાં સ્વામીને સ્ત્રી ઘણી જ વધારે ઓળખે છે; પરંતુ સ્વામીનો સ્વભાવ જો અત્યંત સૂક્ષ્મ હોય તો સ્ત્રીના સૂક્ષ્મદર્શક યંત્રમાં એ બધો પકડાઇ જતો નથી. આપણા ફણિભૂષણની સ્ત્રી પણ પતિનો સ્વભાવ બરાબર સમજતી ન હતી. સ્ત્રીઓનું અશિક્ષિત વહુત્વ જે બધા લાંબા કાળના જુના સંસ્કારો દ્વારા ઘડાએલું છે, તેમાં નવીન સંસ્કૃતિના પુરુષોનો સમાવેશ થતો નથી. તેઓ તદ્દન જુદી જ જાતના બનતા જાય છે ! તેઓ બૈરીઓના જેટલા જ રહસ્યમય બનતા જાય છે. સામાન્ય રીતે પુરુષોના જે મોટા મોટા વર્ગો છે–અર્થાત્ કોઇ જંગલી, કોઇ મૂર્ખ, કોઈ અંધ, તેમાંના કોઇ પણ વર્ગમાં એ પુરુષોનો સમાવેશ કરી શકાતો નથી.

આથી મણિમાલિકાએ સલાહને માટે પોતાના મંત્રીને બોલાવ્યો. ગામના સંબંધથી અને દૂરના કોઈ સંબંધથી મણિમાલિકાનો એક ભાઈ ફણિભૂષણની ઑફિસમાં ગુમાસ્તાના હાથ નીચે કામ કરતો હતો. તેનો સ્વભાવ એવો હતો કે કામ કરી ઉન્નતિ પ્રાપ્ત કરવાનું તેને માટે અશક્ય હતું, તે કોઈ પણ બહાનું કાઢી સગપણના જોરથી પગાર, અને પગાર ઉપરાંત પણ બીજું કંઇક મારી ખાતો હતો.

મણિમાલિકાએ તેને બોલાવી બધી વાત કહી; પૂછ્યું, ' હવે શી સલાહ આપે છે ? '

તેણે અતિશય બુદ્ધિમાનની માફક માથું હલાવ્યું. અર્થાત્ લક્ષણ સારાં લાગતાં નથી એમ કહ્યું. બુદ્ધિમાન લોકોને કદી લક્ષણ સારાં લાગતાં નથી. તેણે કહ્યું, 'બાબુ કદી પૈસ પુરા કરી શકશે નહિ છેવટે તમારા ઘરેણાં પર જ નજર પડશે'

મણિમાલિકાને માનવસ્વભાવનું જે જ્ઞાન હતું તે પરથી તે સમજી કે એમ જ થવું સંભવિત છે અને વાજબી પણ એ જ છે. હવે તેને ભારે ચટપટી પેઠી. તેને સંતાન નથી, પતિ છે ખરો પણ તેનું અસ્તિત્વ હૃદયમાં નથી; માટે જે તેનું એક માત્ર યત્નપૂર્વકનું ધન હતું, જે તેના પુત્રની માફક ક્રમેક્રમે વરસોવરસ વધતું જતું હતું, જે રૂપક માત્ર નહોતું પણ ખરેખરૂં સોનું હતું, જે હીરામોતી, છાતીની, કંઠની, માથાની, અનેક દિવસની અનેક ઇચ્છાની સામગ્રી એક ક્ષણમાં વેપારની અતલસ્પર્શી ગુફામાં પડશે એ ખ્યાલ આવતાં જ તેનું શરીર ઠંડુંગાર થઇ ગયું. તેણે કહ્યું, 'હવે શું કરવું?'

મધુસૂદને કહ્યું, 'ઘરેણાં લઇ હાલ તુરતમાં પિયર ચાલો!' ઘરેણાંનો થોડો ભાગ, કદાચ ઘણોખરો ભાગ પોતાના હાથમાં આવશે એવી કલ્પના બુદ્ધિમાન મધુસૂદનના મગજમાં ઠેકડા મારવા લાગી.

મણિમાલિકાએ આ સલાહને અનુમોદન આપ્યું

આષાઢ માસ પૂરો થવા આવ્યો હતો. એક દિવસ સાયંકાળ વખતે આ ઘાટની પાસે એક નૌકા આવી ચઢી. વાદળાંથી ઘોર બનેલા મળસ્કામાં નિદ્રાહીન દેડકાંના કલરવ વચ્ચે એક મોટી ચાદર વડે પગથી તે માથા સુધી ઢંકાઇ મણિમાલિકાએ એ નૌકામાં પ્રવેશ કર્યો. મધુસૂદન નૌકામાંથી જાગી ઉઠી બોલ્યો,' ઘરેણાંની પેટી મને આપો!' મણિએ કહ્યું, 'તે પછી બની રહેશે, હમણાં તો નૌકા છોડી મૂક.'

નૌકા છૂટી. પ્રબળ પ્રવાહમાં સરસર કરતી દોડવા લાગી.

મણિમાલિકાએ આખી રાત જાગી પોતાનાં બધાં ઘરેણાં શરીર પર લાદી લીધાં છે, માથાથી તે પગ સુધીમાં ઘરેણાં વગરનું એક પણ સ્થાન રહ્યું નથી. પેટીમાં ભરી સાથે લેવાથી કદાચ એ પેટી ગુમ થવાનો સંભવ રહે, પરંતુ શરીર પર પહેરેલાં ઘરેણાં તો વધ કર્યા સિવાય કોઇથી લેવાય નહિ.

સાથે કોઈ પણ તરેહની પેટી ન જોતાં મધુસૂદન કંઇ સમજી શકયો નહિ. મોટી ચાદર નીચે મણિમાલિકાના દેહ અને પ્રાણની સાથેસાથે દેહપ્રાણથી પણ વધુ વહાલાં આભૂષણો ઢંકાએલાં છે એ તેના ખ્યાલમાં આવ્યું નહિ. મણિમાલિકા ફણિભૂષણને સમજી શકી નહોતી ખરી પરંતુ મધુસૂદનને તે બરાબર સમજી ગઇ હતી.

મધુસૂદને ગુમાસ્તાને એક ચિઠ્ઠી આપી હતી તેમાં જણાવ્યું હતું કે હું બહેનને પિયર મૂકવા જાઉં છું. ગુમાસ્તો ફણિભૂષણના બાપના વારાનો હતો; તેણે અત્યંત ગુસ્સે થઇ હસ્વ 'ઇ' ને દીર્ઘ ઈ અને દંતી 'સ' ને તાળુ 'શ' બનાવી માલેકને એક પત્ર લખ્યો. તેણે શુદ્ધ ભાષા તો ન વાપરી; પરંતુ સ્ત્રીને ગેરવાજબી માથે ચઢાવી એ પુરુષોચિત કાર્ય કર્યું નથી એ વાત તેણે બરાબર પ્રગટ કરી.

ફણિભૂષણ મણિમાલિકાના મનની વાત બરાબર સમજી ગયો. તેના મનમાં આ આઘાત લાગ્યો કે હું ભારે નુકસાની વેઠીને પણ સ્રીના અલંકાર જતા કરી તનતોડ મહેનતે પૈસા એકઠા કરવાના કામે વળગ્યો છું, છતાં મારા પર આવો સંદેહ! તેણે મને હજુ ઓળખ્યો નહિ.

પોતા પ્રત્યેના દારુણ અન્યાયથી ગુસ્સે થવું વાજબી હતું, ત્યારે ફણિભૂષણ માત્ર ક્ષુબ્ધ જ થયો. પુરુષજાતિ વિધાતાનો ન્યાયદંડ છે. તેમનામાં તેણે વજ્રાગ્નિ મૂકી રાખ્યો છે. પોતાના પ્રત્યે અથવા બીજા પ્રત્યે અન્યાયનો સંઘર્ષ થતાં જ તે જો જલદી સળગી ઉઠે નહિ તો તેને ધિક્કાર છે! પુરુષોએ દાવાગ્નિની માફક સામાન્ય કારણથી સળગી ઉઠવું જોઇએ અને સ્રીઓએ શ્રાવણ ભાદરવાની માફક અકારણ અશ્રુપાત કરવો જોઇએ એવો વિધાતાએ બંદોબસ્ત કર્યો છે. પરંતુ એ બંદોબસ્ત અત્યારે ટકી શકયો નથી.

ફણિભૂષણે સ્રીની તપાસ કરવાનું ઉચિત ન ધાર્યું. તેણે વિચાર્યું કે જો તેની મરજી હશે તો પાછી આવશે. વૃદ્ધ બ્રાહ્મણ ગુમાસ્તાએ આવી કહ્યું કે 'મુંગા બેસી રહેવાથી શું વળે? માલેકણની તપાસ તો કરવી જોઇએ જ.' એમ કહી તેણે મણિમાલિકાને પિયેર એક માણસ મોકલ્યું. ત્યાંથી સમાચાર આવ્યા કે મણિ અગર મધુ બેમાંથી એકેય હજુ સુધી ત્યાં પહોંચ્યું નથી.

હવે ચોમેર તપાસ થવા લાગી. નદીને કાંઠે કાંઠે પ્રશ્ન પૂછતા લોકો દોડયા. મધુસૂદનને ખોળી કાઢવા પોલિસમાં ખબર આપવામાં આવી; પરંતુ કઇ નૌકામાં, કોની નૌકામાં, કયે રસ્તે તેઓ ગયાં હતાં તેનો પત્તો મળ્યો નહિ.

સર્વ પ્રકારની આશા છોડી એક દિવસ સાયંકાળ વખતે ફણિભૂષણ પોતાના સૂનકાર શયનમંદિરમાં પેઠો તે દિવસે જન્માષ્ટમી હતી. સવારથીજ વરસાદ ધોધમાર વરસતો હતો. ઉત્સવ સબબ ગામના મેદાનમાં એક મેળો ભરાતો હતો, ત્યાં માંડવા નીચે બારોયારી યાત્રા શરુ થઇ હતી. મુષલધાર પડતા વરસાદના શબ્દથી યાત્રાનાં ગાયનોનો અવાજ અતિ મંદ બની કાનમાં પ્રવેશ કરતો હતો. પેલી બારીનું બારણું ખડી પડયું છે ત્યાં ફણિભૂષણ અંધકારમાં એકલો બેઠો હતો. ભેજવાળી હવા, વરસાદની વાછ્ટ અને યાત્રાનાં ગાયનો ઘરમાં પ્રવેશ કરતાં હતાં તેનો તેને જરા પણ ખ્યાલ નહોતો. ઓરડાની દિવાલ પર આર્ટસ્ટુડિયો રચિત લક્ષ્મી સરસ્વતીની છબીઓ ટાંગેલી હતી; વળગણી પર એક ટુવાલમાં બાંધેલી ચુડીઓ અને એક સાડી તરત જ વાપરી શકાય એવી રીતે ટાંગી રાખી હતી; ખુણામાં ટિપોઇ પર પિત્તળના ડબામાં મણિમાલિકાએ પોતાને હાથે વાળેલાં કેટલાંક પાન સુકાઇ જઈ પડયાં હતાં. કાચની અભરાઈ પર તેણે ખરીદેલાં ચીનાઇ પૂતળાં, એસેન્સની શીશીઓ, રંગીન કાચની રકાબીઓ, ગંજીફો, છીપો અને ખાલી સાબુનાં બાકસો અતિ સુંદર રીતે ગોઠવેલાં હતાં; અતિ નાનો લેમ્પ કે જે મણિમાલિકાના ગમનનો છેલ્લો નિરુત્તર સાક્ષી હતો, તે પણ જ્યાંનો ત્યાં પડયો હતો. મણિમાલિકા તે દરરોજ સાફ કરતી અને સળગાવતી. આજે તે મ્લાન વદને પોતાની માલેકણની રાહ જોતો પડયો હતો. બધું છોડી જે ચાલ્યું જાય તે પણ આટલી નિશાનીઓ, આટલો ઇતિહાસ સમગ્ર જડ સામગ્રી ઉપર પોતાના સજીવ હૃદયના આટલા સ્નેહાક્ષર છોડી જાય છે ! આવ, મણિમાલિકા આવ, તારો દીવો તું સળગાવ, તારા ઓરડાને તું પ્રકાશિત કર, આયના સમક્ષ ઉભી રહી તારી યત્નપૂર્વક વાળી મૂકેલી સાડી પહેર, તારી ચીજો તારી રાહ જુએ છે, તારી પાસેથી કોઇ કંઇ માગતું નથી, કેવળ તું હાજર થઇ તારી

અક્ષય અને અમ્લાન સૌંદર્ય વડે ચોતરફની આ બધી વિપુલ વિક્ષિપ્ત અનાથ જડ સામગ્રીને સજીવ કર. આ બધા મૂક પ્રાણહીન પદાર્થનું અવ્યક્ત રુદન ઘરને શ્મશાન જેવું બનાવી મૂકે છે.

ભયંકર રાત જામી છે. વરસાદ ને યાત્રાનાં ગાયનો ક્યારે શાંત પડી ગયાં છે તેનો ખ્યાલ નથી. ફણિભૂષણ હજુ જેમનો તેમ જાળી પાસે બેઠો છે. બહાર એવો જગદ્વ્યાપી સૂચિભેદ્ય અંધકાર છવાઇ રહ્યો છે કે તે જોઇ યમાલયનું અભ્રભેદી સિંહદ્વાર જાણે સામે ન હોય એવો ભાસ થાય છે; જાણે ત્યાં ઉભી રહી રૂદન કરતા સુરે હંમેશને માટે લુપ્ત થએલી ચીજને એકાદ ક્ષણ માટે બોલાવવાથી તરત તે હાજર થાય. એ મેશ જેવા કાળા મૃત્યુપટ્ટ પરની આ અતિ કઠણ કસોટી ઉપર એ ગુમાવેલી સોનાની વસ્તુની એકાદ રેખા કદાચ પડે પણ ખરી !

એ દરમિયાન એક ઠબઠબ શબ્દ સાથે ઘરેણાંનો ઝણઝણાટ સંભળાયો. તેને લાગ્યું કે કોઇ નદીના ઘાટ પરથી ઉપર આવે છે. તે વખતે નદીનું પાણી અને રાતનો અંધકાર એકરૂપ બની ગયો હતો. પુલકિત ફણિભૂષણ ઉત્સુક નયને અંધકાર ઠેલી ઝીણી નજરે જોવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તેનું ફુલેલું હૃદય અને વ્યગ્ર દૃષ્ટિપાત વ્યથિત થવા લાગ્યાં પણ કંઇ દેખાયું નહિ. જેમ જેમ તે જોવાનો પ્રયત્ન ઉત્સુકતાપૂર્વક કરવા લાગ્યો તેમ તેમ અંધારૂં ગાઢ બનવા લાગ્યું. આખું જગત છાયામગ્ન બની જવા લાગ્યું. પ્રકૃતિ મધરાતે પોતાના મૃત્યુનિકેતન સમક્ષ અકસ્માત અતિથિને આવી ચઢેલો જોઇ ઝડપથી જાણે એક વધારે પડદો પાડી દેવા લાગી.

શબ્દ ધીમે ધીમે ઘાટનું સાથી ઉપલું પગથિયું છોડી ઘર તરફ આવવા લાગ્યો અને ઘર પાસે આવી થંભ્યો. દરવાજો બંધ કરી દરવાન યાત્રા જોવા ગયો હતો. એ બંધબારણાં ઉપર ઠબઠબ કરતા ઘા પડવા લાગ્યા. સાથે રૂમઝુમ કરતો અવાજ થવા લાગ્યો. કેમ જાણે દાગીના પહેરેલી કોઇ વસ્તુ બારણા પર ઠોકરાતી ન હોય ! ફણિભૂષણ હવે થોભી શક્યો નહિ. એ અંધારા ઓરડામાં થઇ નીચે ઉતર્યો. દરવાજા પાસે આવી ઉભો. દરવાજાની બહારની બાજુએ

તાળું વાસ્યું હતું. ફણિભૂષણ બંને હાથે એ બારણાં ખેંચવા લાગ્યો અને તે સાથે જ તેના અવાજથી ચમકી જાગી ઉઠયો. તે જાણી શકયો કે ઉંઘમાં ને ઉંઘમાં તે ઉપરથી નીચે આવ્યો છે. તેના આખા શરીર પર પરસેવાનાં ટીપાં વળ્યાં છે. હાથ પગ બરફ જેવા ઠંડા બની ગયા છે. હૃદય હોલવાતા દીવાની માફક ટગુમગુ કરે છે. સ્વપ્ન ઉડી જતાં તેણે જાણ્યું કે બહાર કેવળ શ્રાવણ માસનાં સરવડાંનો ટપટપ અવાજ થયા કરે છે અને તે સાથે યાત્રાના છોકરા પ્રભાતના સુરમાં તાન ધરી ગાય છે.

જો કે બનાવ બધો સ્વપ્નમય હતો છતાં તે એટલો બધો નિકટ અને સત્ય જણાતો હતો કે ફણિભૂષણને લાગ્યું કે કેવળ થોડી ભૂલને ખાતર જ તેની અસંભવિત આકાંક્ષાની આશ્ચર્યજનક સફળતાથી વંછિત થવાયું. એ વરસાદના શબ્દ સાથે દૂરથી આવતા ગાયનના સૂર તેને કહેવા લાગ્યા કે આ જાગરણ એ જ સ્વપ્ન છે, આ જગત જ મિથ્યા છે.

બીજે દિવસે પણ યાત્રા હતી અને દરવાન તે જોવા જવાનો હતો. ફણિભૂષણે તેને હુકમ કર્યો કે આજ આખી રાત દરવાજો ઉઘાડો રાખવો. દરવાને કહ્યું, ' મેળાને લીધે ગામમાં નાના પ્રકારનાં માણસો એકત્ર થયાં છે, તેથી દરવાજો ખુલ્લો રાખી જવાનું મન થતું નથી. ' પરંતુ ફણિભૂષણે તેનું કહેવું માન્યું નહિ. દરવાને કહ્યું કે ' ત્યારે હું આખી રાત હાજર રહી ત્યાં પહેરો ભરીશ. ફણિભૂષણે કહ્યું કે ' ના, તેમ નહિ બને. તારે યાત્રા જોવા જવું જ પડશે. ' દરવાન બિચારો બહુ જ નવાઇ પામ્યો.

બીજે દિવસે સાયંકાલ વખતે દીવો હોલવી ફણિભૂષણ તેના શયનગૃહની એ જ બારીમાં આવી બેઠો. આકાશમાં વાદળાં ચઢયાં હતાં અને ચોદિશ કોઈ એક અજાણી પ્રતીક્ષાની નિસ્તબ્ધતા રેલાઈ રહી હતી. દેડકાંનો અશ્રાન્ત કલરવ અને યાત્રાના ગાયનનો ધ્વનિ એ સ્તબ્ધતા તોડી શકતાં નહોતાં. કેવળ તેની સાથે એકાદ અસંગત અદ્‌ભૂતરસ રેલાવતાં હતાં.

મોડી રાત્રે એક સમયે દેડકાં ને તમરાંના અવાજો શાંત પડી ગયા. યાત્રાના છોકરાંઓનાં ગાયનો બંધ પડી ગયાં અને રાતના અંધકાર ઉપર બીજા કોઇ અંધકારનો પડદો આવી પડયો. હવે સમજ પડી કે વખત થયો છે.

ગઇ કાલની માફક નદીના ઘાટ પર શબ્દ સંભળાયો. પરંતુ ફણિભૂષણે તે તરફ આંખ ફેરવી નહિ. તેને બીક લાગી કે વળી અધીર ઇચ્છા અને અશાંત ચેષ્ટાને લીધે તેની બધી આશા વ્યર્થ જાય તો! વળી આગ્રહનો વેગ તેની ઇંદ્રિયોની શક્તિને વશ કરી દે તો! તેણે પોંતાની બધી ચેષ્ટા પોતાના મનને દબાવવા માટે પ્રયોજી. તે લાકડાની મૂર્તિની માફક સખત, સ્થિર થઇ બેઠો રહ્યો.

ઝંકાર આજે ઘાટ પર થઇ ધીમે ધીમે આગળ વધી ઉઘાડા દરવાજામાં પેઠો. અંદરની ગોળ સીડી પર થઇ ઉપર આવતો સંભળાયો. ફણિભૂષણ હવે પોતાની ઇચ્છા દબાવી શકયો નહિ. તેની છાતી તોફાનમાં સપડાએલા વાહાણની માફક ઉછળવા લાગી. શ્વાસ રૂંધાવા લાગ્યો. ગોળ સીડી પર થઇ શબ્દ શયનગૃહની નજીક આવવા લાગ્યો. છેવટે એ શયનગૃહના બારણા પાસે આવી ઝણઝણાટ કરતો થંભી ગયો. હવે કેવળ બારણું પસાર કરે કે થયું.

ફણિભૂષણ હવે થોભી શકયો નહિ તેની રોકેલી લાગણી એક ક્ષણમાં પ્રબળ વેગે ઉભરાવા લાગી. તે વિજળીના વેગે ખુરશી પરથી ઉઠી રડતો રડતો બોલી ઉઠયો, 'મણિ!' તરત જ તે ચમકી જાગી ઉઠયો. તેણે જોયું કે તેના વ્યાકુલ કંઠના અવાજથી બારણાંઓની ખડખડી સુદ્ધાંત કંપી ઉઠી છે. બહાર એ દેડકાંનો કલરવ અને યાત્રાના છોકરાઓના કિલષ્ટ કંઠનાં ગીતો સંભળાય છે.

ફણિભૂષણે પોતાના લલાટ પર જોરથી હાથ પછાડયા.

બીજે દિવસે મેળો ખલાસ થયો. દુકાનદારો ને યાત્રાનું ટોળું જતું રહ્યું. ફણિભૂષણે હુકમ કર્યો કે તે દિવસ સંધ્યાકાળ પછી મારા ઘરમાં મારા સિવાય બીજું કોઇ રહી શકશે નહિ. નોકરોએ ધાર્યું કે બાબુ કંઇ મંત્રતંત્ર સાધતા હશે. ફણિભૂષણે આખો દિવસ ઉપવાસ કર્યો.

જનશૂન્ય મકાનમાં સંધ્યાકાળ વખતે ફણિભૂષણ બારીમાં આવી બેઠો. તે દિવસ આકાશમાં ઠેકઠેકાણે વાદળાં હતાં. અને કોઇ કોઇ જગાએ નક્ષત્રપુંજ દેખાતા હતા. કૃષ્ણપક્ષની દશમનો ચંદ્ર ઉગવાને હજુ ઘણીવાર હતી. મેળો ખલાસ થવાથી નદીમાં નૌકાનું નામ નહોતું. અને ઉત્સવથી જાગતું ગામ બે દિવસના ઉજાગરા વેઠયા બાદ આજે ભરઉંઘમાં સુતું હતું.

ફણિભૂષણ એક ખુરશી પર પડયો પડયો માથું પાછળ ઝુકાવી આકાશમાંના તારાઓ નિહાળતો હતો. તે વિચારતો હતો કે 'મારી ઉંમર ઓગણીસ વર્ષની હતી. કલકત્તામાં ભણતો હતો તે વખતે સાયંકાળ વખતે ગોલદિઘીના ઘાસ પર પડયો પડયો માથું હાથ પર રાખી આ અનંત કાળના તારાઓ તરફ જોઇ રહેતો; તે વખતે મને નદી કિનારે આવેલાં શ્વશુરગૃહના એકાંત ઓરડામાં આવી રહેલું ચૌદ વર્ષની મણિનું એ ઉજ્વલ મુખડું યાદ આવતું, તે વખતનો વિરહ કેવો મધુર હતો! તે વખતના એ તારાઓનાં આંખમીચામણાં હૃદયના યૌવનસ્પંદન સાથે કેવા વિચિત્ર તાલ ઠોકતાં હતાં! આજે તે જ તારાઓ અગ્નિના, અરે! આકાશમાં મોહમુદ્‌ગરની કેટલીક લીટીઓ લખી રહ્યા છે. તે કહે છે કે, **संसारोऽयमतीव विचित्रः** !'

જોતજોતામાં તારાઓ લુપ્ત થઇ ગયા. આકાશમાંથી એક અંધારો પડદો પડયો, પૃથ્વી પરથી એક અંધારો પડદો ઉંચે ચઢયો અને આંખની ઉપરનીચેની પાંપણોની પેઠે એ બંને પડદા એક બીજા સાથે મળી ગયા. આજ ફણિભૂષણનું ચિત્ત શાંત હતું. તે નક્કી જાણતો હતો કે આજે તેની આકાંક્ષા પાર પડશે. સાધક આગળ મૃત્યુ પોતાનું રહસ્ય ઉઘાડશે.

અગાઉની રાતની પેઠે એ જ શબ્દ નદીના પાણી પરથી ઘાટના પગથિયાં પર આવ્યો. ફણિભૂષણ બંને આંખો મીંચી, સ્થિર, દ્રઢચિત્તથી ધ્યાન ધરી બેઠો. શબ્દ, દરવાન વિનાના દરવાજામાં પેઠો. જનશૂન્ય અંતઃપુરની ગોળ સીડી પર થઇ ઉપર આવવા લાગ્યો. લાંબી ઓસરી પર થઇ શયનગૃહના બારણા પાસે આવી થોડીવાર માટે થંભ્યો.

ફણિભૂષણનું હૃદય વ્યાકુલ બની ગયું. આખું શરીર કંટકિત બની ગયું, પરંતુ આજ તેણે આંખો ઉઘાડી નહિ. શબ્દ બારણામાં થઇ અંધારા ઓરડામાં પેઠો અને તેની ખુરશી સમક્ષ એક હાડપિંજર આવી ઉભું. તેની આઠે આંગળીએ વીંટીઓ હતી. હથેલીમાં રતન-ચક્ર હતાં, કાંડા પર કડાં હતાં, હાથ પર બાજુબંધ હતાં, ગળામાં કંઠી હતી, માથા પર સેંથી હતી. તેના પગથી તે માથા સુધી હાડકે હાડકે એક એક આભૂષણ ચકચક થતું હતું. બધા દાગીના ઢીલા થઇ ગયા છે પણ અંગ પરથી ખસી પડતા નથી. બધાથી ભયંકર એ હતું કે તેના અસ્થિમય મુખ પર તેની બે આંખો હજુ સજીવ હતી, એ કાલી કીકી, એ ગીચોગીચ વાળવાળી પાંપણો, એ સજલ ઉજ્વલતા, એ અવિચલિત દ્રઢ, શાંત દૃષ્ટિ; અઢાર વર્ષ પહલાં એક દિવસ પ્રકાશિત સભાગૃહને વિષે નોબતના મધુર આલાપ વચ્ચે ફણિ-ભૂષણે જે બે પહોળી, સુંદર, કાળીભમર આંખો જોઇ હતી તે જ બંને આંખો આજ શ્રાવણની મધરાતે કૃષ્ણ પક્ષની દશમના ચંદ્ર કિર-ણમાં જોઇ. જોતાં જ તેના શરીરનું લોહી બરફ જેવું ઠંડું બની ગયું. તેણે તનતોડ પ્રયત્ને આંખો મીંચવાનો પ્રયત્ન કર્યો, પણ એમાં સફ-ળતા ન મળી; તેની આંખો મુડદાની આંખોની માફક અનિમેષ જોઈ રહી.

એ હાડપિંજરે સ્તંભિત ફણિભૂષણના મુખ તરફ પોતાની દૃષ્ટિ ફેરવી જમણો હાથ ઉંચો કરી પોતાની સાથે આવવાનો સંકેત કર્યો. તેની આંગળીઓ પર આવેલી હીરાની વીંટીઓ ચકચક થવા લાગી.

ફણિભૂષણ મૂઢની માફક ઉઠી ઉભો થયો. હાડપિંજર બારણા ભણી ચાલ્યું. હાડકેહાડકામાં આવી રહેલાં ઘરેણાં ઝંકાર કરી ઉઠયાં, ફણિભૂષણ પાશબદ્ધ પૂતળાની માફક તેની પાછળ ચાલ્યો. હાડપિંજર ઓસરી પસાર કરી, ઘોર અંધકારમાં ગોળ સીડી ઉતરી ખટાપટ શબ્દ કરતું કરતું એ નીચે આવ્યું. નીચેની ઓસરી પસાર કરી જનશૂન્ય દરવાજામાં થઇ બગીચામાંના બંને બાજુએ ઈંટો દાટેલા રસ્તા પર થઇ હાડપિંજર ચાલવા લાગ્યું. ઇંટો સાથે હાડકાં અફળાતાં ને ઝણઝણાટ થઈ રહેતો. ત્યાં ક્ષીણ ચાંદની ઝાડોની ઘટામાં ગુંચવાઈ નીચે આવ-વાનો માર્ગ શોધી શકતી નહોતી; એ વર્ષાઋતુની ગાઢ સુગંધીવાળો

અંધારો રસ્તો આગિયાના ઝબકારા વચ્ચે પસાર કરી બંને નદીના ઘાટ પર આવી પહોંચ્યાં.

ઘાટના જે પગથિયા પર થઈ શબ્દ ઉપર આવ્યો હતો, તે જ પગથિયા પર થઇ અલંકૃત હાડપિંજર તેની આંદોલનહીન સીધી ગતિમાં કઠણ શબ્દ કરતું કરતું નીચે ઉતરવા લાગ્યું. વર્ષાઋતુને લીધે પરિપૂર્ણ નદીના પાણી પર ચાંદનીની એક લાંબી રેખા ઝળહળી રહી હતી.

હાડપિંજર નદીમાં ઉતર્યું. ફણિભૂષણે પણ તેનું અનુસરણ કર્યું. પાણીનો સ્પર્શ થતાં જ ફણિભૂષણની તંદ્રા દૂર થઇ ગઇ. હવે તેનો ભોમિયો જણાયો નહિ. કેવળ નદીની સામે પાર આવેલાં ઝાડો સ્તબ્ધ થઈ ઉભાં હતાં અને તેના માથા પર ખંડચંદ્ર શાંત અવાકપણે જોઇ રહ્યો હતો. પગથી તે માથા સુધી વારંવાર કંપારી ખાઇ ફણિભૂષણનો પગ સરકયો. તે પ્રવાહમાં પડયો. જો કે તેને તરતાં આવડતું હતું છતાં સ્નાયુઓ તેને તાબે ન થયા. સ્વપ્નમાંથી એકાદ ક્ષણ જાગ્રત અવસ્થા અનુભવી તે બીજી જ ક્ષણે અનંત લુપ્ત દશામાં નિમગ્ન થઇ ગયો.''

વાત પૂરી કર્યા બાદ માસ્તર સાહેબ થોડીવાર થોભ્યા. તે થોભ્યા કે તરત મને લાગ્યું કે કેવલ તેના સિવાય જગતમાં બીજાં બધાં પ્રાણીઓ ગુપ્ત દશામાં છે. ઘણીવાર સુધી હું એક શબ્દ પણ ન બોલ્યો અને અંધારામાં તે પણ મારા મુખના ભાવ જોઇ શકયો નહિ.

છેવટે તેમણે મને પૂછ્યું, 'આપ શું આ વાત ખરી માનો છો?'

મેં પૂછ્યું, 'આપ ખરી માનો છો કે નહિ?'

તેણે કહ્યું, 'ના, એનાં કેટલાંક કારણો છે, પહેલું તો એ કે કુદરત દેવી કંઈ વાર્તાકાર નથી, તેને બીજું ઘણું કામ છે—'

મેં કહ્યું, 'બીજું એ કે મારૂં જ નામ શ્રીયુત ફણિભૂષણ સાહા છે!'

માસ્તર સાહેબ જરા પણ શરમાયા સિવાય બોલ્યા, 'ત્યારે તો મારૂં અનુમાન બરાબર હતું. આપની સ્ત્રીનું નામ શું હતું?'

મેં કહ્યું, 'નૃત્ય કાલી.'

---